ના નવ્વાબ સાહેબ બહાદુરના ફરઝંદના માસ્તર અને શેહઝાદી હુરના લેખક પાસે ગુજરાતીમાં તરજુમો કરાવી અસલ નામ "સુબુતે શહાદત" રાખી આ રીસાલો છપાવ્યો.

આ જગ્યાએ યુસુફી મતબાના માલીક તથા મીં૦ વલ્લી મોહમ્મદભાઈનું એહસાન માનવામાં આવે છે કે તેઓએ ઘણી ખુશીથી આ નેક કામમાં ભાગ લીધો.

વાંચનાર સાહેબોની ખીદમતમાં અરજ કોઇ જગોએ ભુલ ચુક માલુમ પડે તો સુધારીને વાંચી હરહાલમાં મારા હકમાં દોઆએ ખૈર ફરમાવશો.

# વસ્સલામો અલામનિત્તબેઅ લ્હોદા.

અને સલામ થાય એના ઉપર કે જે હીદાયતની પૈરવી કરે.

---

## સુબુતે શહાદતનો તરજુમો.

---

આ તરજુમો ઘણે ભાગે શબ્દે શબ્દનો છે, પણ કોઇ કોઇ જગ્યોએ વધારે સમજ પડવા માટે થોડા શબ્દો ઉમેરીયા છે, અને અરબી ઇબારત લખીને પછી ઉરદુ તરજુમોછે તે અરબી ઇબારતની ગુજરાતીમાં જરૂરત ન સમજી લખી નથી, પણ તેના ઉરદુ તરજુમાનો ગુજરાતી તરજુમો કીતાબોના નામ સાથે કરેલ છે.

જ્યારથી સૃષ્ટિને જગકર્તાએ સરજી છે ત્યારથી અદ્યાપિ લગીમાં આ પૃથ્વીની સપાટી ઉપર કોઈ એવો ઐતિહાસિક

બનાવ જે સર્વથી વધારે મહાતમ્મ ભર્યો સર્વથી સાચો અને જેની સાથે લગભગ આખા આલમને સંબંધ હોય, અને તે બનાવ સત્ય હોવાની શાક્ષી આકાશમાં રહેલાં ફિરીશ્તાઓ, પતાલમાં રહેતાં લોકો પુર્વ અને પશ્ચિમ વાશી લોકો દેતાં આવ્યાં હોય, તેવો જો કોઇ બન્યો હોય તો તે બનાવ **હઝરતે ઇમામે હુસયનઅ૦ની કમકમાટ ઉપજાવતી શહાદતનો બનાવ છે, હઝરતે ઇમામે હુસયન અ૦** કોણ? હઝરતે મોહમ્મદસ૦ના અને તેમના વસી તથા ભાઇ હઝરતે અલી અ૦ના પ્યારા પુત્ર; આ અઝીમુશ્શાન બનાવ એવો છે કે તેનાથી કોઇ અજાણ્યું નથી, ન્હાના મોહટા અજ્ઞાન અને જ્ઞાની જુવાન તથા ઘરડા સર્વે તેનાથી એટલાં માહીતગાર છે કે તેનું સ્મરણ વટીક થતાં લોહીનાં આંસુ વડે રડે છે, યઝીદ ઇબ્ને મઆવિયાના હાથથી હઝરતે ઇમામે હુસયન અ૦ ઉપર જે જે મુસીબતો અને સંકટો પડયાં તે હિ૦ સ૦ ૬૧ થી કે અધાપી લગીની ઇસ્લામી દુન્યાના જીગરોને બોકી નાંખે છે, જો કે આ પૃથ્વી ઉપર બીજાં ઘણાં ઐતિહાસિક બનાવો બન્યાં છે અને જ્યાં લગી આ દુન્યા ચાલુ રહેશે ત્યાં લગી બનતાં રેહશે, પરંતુ કોઇ બનાવ એવો નથી કે જે તેરસો વર્ષ સુધી લોકોની નજરોમાં જેવોને તેવો તાજો રહયો હોય! અને જેવોને તેવોજ અસર સર્વ કાળ કરતો આવ્યો હોય, જો કદાચ કોઇ બનાવનો અસર બાકી પણ રહે છે તો તે પચીસ પચાસ વર્ષથી વધારે બાકી રહેતો નથી એ તો આપણા અનુભવની વાત છે. પરંતુ આ એક એવો બનાવ છે કે તે અદ્યાપીલગી જાણે કાલેજ બન્યો નહોય તેમ આંખોની સામે ફર્યાં કરે છે.

આવાં પ્રખ્યાત અને વંશપરંપરાના ચાલતા આવેલા બનાવ

સંબંધે દીલ્હીથી નીકળતાં કર્ઝન ગેઝેટ પત્રના એડીટર મીરઝા હેરતનો ઇન્કાર એવો તો આશ્ચર્ય ઉપજાવનાર છે કે, આશ્ચર્ય હદપાર થઇ જવાથી હંસવું આવ્યા વિના રહેતું નથી, અને બીજી તરફ આંસુ નીકળ્યા વીના રહેતાં નથી. એવો બનાવ કે જેનો હીંદુઓ, ખીસ્તીયો, યહુદીયો પારસીયો અર્થાત પૃથ્વી ઉપર વસ્તી કોઇ પણ પ્રજા તેનો ઇન્કાર કરી શકતી નથી, તેવા બનાવનો એક મુસલમાન માણસ કે જે મુસલમાનના ઘરમાં જન્મ્યો હોય મુસલમાનનાજ ખોળામાં પાલવામાં આવ્યો હોય, ન્હાનપણથી કે અદ્યાપિલગી હઝરતે મોહમ્મદસ૦ના દીનમાં હોવાનો દાવો કરતો હોય, તેવા માણસથી કેવી રીતે ઇન્કાર થઇ શકયો? જો કે આ બનાવ સબંધીની હઝરતે મોહમ્મદસ૦ ફરમાવેલી હજારો ભવિષ્યવાણીયો ઇસ્લામની સાચી અને મોતબર કીતાબોમાં મવજુદ છે, છતાં મીરઝાહેરત આ બનાવ બન્યોજ નથી એમ શા આધારે કહેવાની હીમ્મત ધરી હશે તે વીશે કાંઇ સમજી શકાતું નથી.

મીરઝાએ આ બનાવનો જે ઇન્કાર કર્યો છે તેથી છ સાત બાબતો નીકળે તેઓનું કહેવું છે કે

૧—જે કોઇ હદીસની કિતાબમાં જેમકે સેહાહે સીત્તા વિગેરેમાં આ બનાવનું વર્ણન છે તે તદ્દન પાયા વગરનું છે.

૨—હઝરતે મોહમ્મદ સ૦ આ બનાવ સંબંધે કોઇ પણ ભવિષ્યવાણી ફરમાવેલી નથી.

૩—શીઆહ મઝહબની કીતાબોમાં આ બનાવ સંબંધે જે કાંઇ કહેવામાં આવ્યું છે તે સઘળું બનાવટી છે.

૪—એ હદીસો કે જે હઝરતે ઇમામે હુસયન અ૦ના ફઝાયલ

વિશે, આડલે સુન્નત જમાતની કિતાબ સેહાહે સિત્તા વીગેરેમાં અને શીઆઓની બેહારૂલ અનવાર વિગેરે કિતાબોમાં છે તેને મિરઝા ધિક્કારે છે. અને મઆઝ અલ્લાહ તેમનું કહેવુંછે કે તે ફઝાયલ જુઠા છે એટલે તે બનાવ પણ જુઠો છે.

૫—ઐતિહાસો (તવારીખો)ના પુસ્તકોમાં જે કાંઇ છે તે વિશે લખ્યું છે તે જો કે તે પુસ્તકો હી૦ સ૦ ૬૧ હીજરાની એટલે હઝરતે ઇમામે હુસયનઅ૦ની શહાદતની લગ ભગ લખવામાં આવી હોય અથવા ત્યાર પછી લખવામાં આવી હોય, તો પણ તે જુઠુ છે અથવા તે કોઇ શીઆ લખનારાના હાથથી લખાએલું છે; એટલે વિશ્વાસ પાત્ર નથી.

૬—હઝરતે ઇમામે હુસયન અ૦ની ખાસ શહાદત વિશે હી૦ સન ૬૧થી અત્યારલગી જે જે કીતાબો લખાએલ છે અને જે **મકતલ**ના નામે ઓળખાય છે જેમકે **મકતલે** અબુમીખનફ લુતબિન યહયા, **મકતલે** અબુ ઇસહાક ઇસફરાની, **મકતલે** અબુર્ફ્ જ ઇસ્ફહાની અને **મકતલે ગીબન** (ઇંગરેજ) સાહેબ વીગેરે જે ઇંગરેજીમાં લખાયલ છે અને એવી રીતે બીજાં પાંચસો મકતલ, એટલે ઇમામે હુસન અ૦ ની શહાદતની સાબેતીની કીતાબો જે હાલ દુન્યામાં મવજુદ છે તેમાંના કેટલાંક કલમી છે અને કેટલાંક છપાયલાં છે, જોઇયે તો તે શીઆ લખનારાના હોય જોઇએતો સુન્ની લખનારા હોય એ સર્વે **મીરઝાં** હેરતના મત પ્રમાણે જુઠાં છે. અને તે મકતલના પુસ્તકોની આબરૂ મીરઝાની નજરમાં ચકલા ચકલીની વારતા અમીર હમઝાનુ દાસ્તાન અને બોસ્તાને ખ્યાલ વીગેરે બનાવટી કીસ્સા કરતાં વિશેષ નથી.

૭—મીરઝા હૈરતનું કહેવું એમ પણ છે કે તેમને શીઆઓની કીતાબોમાંથી પણ એમજ મળી આવ્યું છે કે હઝરતે ઇમામે હુસયન અ૦ શહીદ થયાં નથી.

ઉપર લખવામાં આવેલી મીરઝા સાહેબની સમજ શકતી અને માન્યતા તેમને હઝરતે ઇમામે હુસયન અ૦ શહીદ થયાં હોય, એમ માનવા દેતી નથી. અને તેથી તેઓએ પોતાના કરઝન ગેઝેટ પત્રની મારફતથી (તેમના કહેવા પ્રમાણે) આખા આલમને મોહટી ભુલમાંથી બચાવવાના પ્રયત્નો કીધાં છે.

કરઝન ગેઝેટના જેટલાં અંકો મને મળ્યાં છે તેમાંથી મને મીરઝા હૈરતના ઉપલા સાત તર્કો જણાયાં છે કે જે તર્કોએ તેમને હઝરતે ઇમામે હુસયન અ૦ની જગપ્રસિધ્ધ શહાદતનો ઇન્કાર કરવા તરફ દોર્યા છે.

વાંચકો હું અહીં સર્વને એક પ્રશ્ન પુછુંછું કે કોઇ એવો બનાવ જે પોતાની જીંદગીની પહેલાં બન્યો હોય તે જાણવાને માટે અને તેની સાચી બીનાઓ મેળવવા માટે શા શા આધારોની જરૂરત છે?

મને ખાત્રી છે કે જો કે સૃષ્ટિના સર્વે વિદ્વાનો અને ગ્નાનીયો એકઠાં થાય તો મ્હારા ઉપલા પ્રશ્નો ઉત્તર એ વિના બીજો કાંઇ નહીં આપી શકે કે ઐતિહાસોના પુસ્તકો જે માણસ સંબંધીની બીનાઓ મેળવવાની છે તે માણસના જીવન ચરિત્રો (Life) તે બીનાઓ જ્યારથી તે હસ્તીમાં આવી ત્યારથી અદયાપીલગી અનુક્રમે કાંઇ પણ તુટ વિના પ્રખ્યાત હોવું તે બીના સંબંધીના જે જે ચીન્હો હાલ મવજુદ હોય તે જોઇને તેના ઉપરથી એક પરિણામને કાઢવું એજ તે મેળવવાના ખરાં સાધનો છે, હઝરતે ઇમામે હુસયન અ૦ની

શહાદતના બનાવનો કાંઇ પણ સંબંધ હઝરતે મોહમ્મદસ૦ અને તેમની અહલેબૈતની સાથે હશે, તો તે બનાવ ખરો હોવાની કસોટી હઝરતે રસુલે ખુદાસ૦ અને તેમની અહલેબૈતની હદીસો ઠરશે જે અસંખ્ય પુસ્તકોમાં લખાએલ છે.

આપણી હયાતીની પહેલાં બનેલી બીનાઓ જાણવા માટે ઉપર જે સાધનો વર્ણવામાં આવ્યાં જેમકે ઐતિહાસો ઇત્યાદી. તે સાધનોને જો કબુલ કરવામાં અને માન્ય રાખવામાં ન આવેતો સૃષ્ટિની ઉત્પત્તિથી અદ્યાપીલગી જે જે બનાવો ઐતિહાસો વગેરેમાં લખવામાં આવેલાં છે તે પણ માની શકાશે નહીં અને તેથી પરિણામે આપણે સર્વે જુઠું સમજવું પડશે. અને અત્યાર લગીની કાંઇ પણ બીના ખરેખર બનીજ હતી એમ સાબીત કરી દેખાડી શકાશે નહીં, જો ઐતિહાસોના પુસ્તકોને સાચા માનવામાં ન આવે તો પ્રથમના સઘળા બનાવો ચકલા ચકલીની વારતા જેવાં ગણાશે. અને તેવા પુસ્તકો નકામા અને જરૂરત વીનાના ગણાશે કેમકે જ્યારે તેમાં જુઠી વાતો વર્ણવામાં આવી છે ત્યારે તે અમને સત્યતાથી આડે રસ્તે લઇ જનારા અને અનીતિનો પાઠ ભણાવનાર તરીકે છે એમ સાબીત ઠરશે, અને તેથી એ કીતાબોના મનન પઠન બદલે તેમને અગ્ની સ્વાધીન કરવી યોગ્ય ઠરશે અને વળી એ ઐતિહાસો લખનારાઓ કે જેઓએ તે બીનાઓને લખી છે તેમનો ઉપકાર માનવાને બદલે તેમને ધિક્કારવા જોઇયે કેમકે તેઓએ જુઠી જુઠી બીનાઓને લખી જાણે અમને ભમાવ્યાં છે.

હમણાં અને તે વખતની પહેલાં જેટલાં વિદ્વાનો જ્ઞાનીયો અને બુધમાનો થઇ ગયાં છે; અથવા હાલ જેટલાં હયાત છે તેઓ સઘ-

બાનું વર્ણન એજ ઐતિહાસોની બીનાઓ ઉપર આધાર રાખે છે, અને તેઓ એજ એતિહાસોના પુસ્તકોથી ભુતકાળની બીનાઓ શોધી આપણી સામે રજુ કરે છે અને તેને સત્યતા માને છે. જો તે સર્વે આલિમો અને વિદ્વાનોના વિચાર મીરઝા હૈરત જેવાં હોય તો તેઓ શામાટે તેવા ઐતિહાસોને વાંચે? અને શામાટે તેમાંથી પરિણામ કાઢે? અને શામાટે કોઇ બીનાની સાબેતી માટે તે પુસ્તકોને દલીલ રૂપે રજુ કરે? ખરેખર તેઓ ઐતિહાસોનીજ બીનાઓ ઉપર પોતાનુ વર્ણન કરે છે અને તેને સાચી માને છે, અને તેના ઉપરથી આપણે એ પણ સમજી શકયા કે ઐતિહાસોના પુસ્તકોને સાચા માનવા વિના છુટકો નથી, હા એ વાત ખરી છે કે ઐતિહાસોમાં કેટલીક જગાએ નહીં જેવો મતભેદ હોય છે પરંતુ તેથી કાંઇ ખરી અને મુળ બીના ઉપર કાંઇ અસર પડી શકતો નથી, અથવા ખરી બીનામાં જે કાંઇ બાધ આવતો નથી જે મતભેદ દ્રષ્ટિગોચર થાય છે તે મુળ તત્વ સાર બીનાને લગતો હોતો નથી પરંતુ તેને લગી બીજી બીનાઓને હોય છે.

જો એમજ માનવામાં આવે કે ઐતિહાસોમા મતભેદ હોય છે તેથી તે માનવા યોગ્ય નથી તો આપણે કહેવું પડશે કે હઝરતે નુહ અ૦ના વખતની બીનાઓ, હઝરતે ઇસા અ૦ના વખતની બીનાઓ, હઝરતે મોહમ્મદસ૦ના વખતની બીનાઓ, પહેલાં ખલીફાના વખતની બીનાઓ, બીજા ખલીફાના વખતની બીનાઓ, ત્રીજા ખલીફાના વખતની બીનાઓ, અને તેમની પછી જે જે બાદશાહો થયા તેમના વખતના વર્ણનો સાચાં અને માનવા થી માને નથી માનવા યોગ્ય નથી કેમકે એ સર્વે બીનાઓમાં સારી પેઠે મતભેદ દ્રષ્ટિગોચર થયાં વિના રહેતા નથી.

વાંચકો આ ઉપરથી કોઇ અજ્ઞાન માણસ અથવા મીરઝાહૈરત જેવો ઓછી બુધિનો માણસ એમ કહી શકશે- કે હઝરતે મોહમ્મદ સ૦તો જાહેર થયાજ નથી, અથવા તેમના સમયમાં જે જે યુધ અને લઢાઇયો થઇ તે થઇજ નથી, અથવા મેહમુદ ગઝની એવો કોઇ માણુસ થયોજ નથી, અથવા તે થયો હતો તે તેના વખતની જે જે વર્ણન કરવામાં આવે છે તે જુઠી છે, અથવા અકબર બાદશાહના વખતથી કે ૧૮૫૭ના બળવા સુધીની સર્વ બીનાઓ ચકલા ચકલીની વારતા જેવી છે, અથવા ઇ૦ સ૦ ૧૮૫૭નો બળવો થયોજ નથી, અને કદી દીલ્લી શેહરને લુટવામાં આવ્યુંજ નથી, કેમકે ઉપલી બીનાઓ સબંધીના ઐતિહાસોમાં મતભેદ છે.

જ્યારે કોઇ માણુસ કોઇ બાબતને જાણવા માટે ઐતિહાસોના પુસ્તકો વાંચવા બેસશે ત્યારે ખરેખર તેને તે પુસ્તકોમાં મતભેદ જણાવ્યાં વિના રહેશે નહીં તો શું તે ઉપરથી તેણે અસલ અને મુળ બીના બનીજ નથી એમ કહેવું જોઇએ? કદી નહીં કદી નહીં કોઇ સાધારણ બુધિનો માણુસ પણ એમ કહી શકે નહીં એ તો મીરઝાહૈરત જેવા કામેલ માણુસનુંજ કામ છે, જેમકે તે કહે છે કે હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત સંબંધીની લખવામાં આવેલી બીનાઓ માનવા જોગ નથી અને શહાદત થઇજ નથી, કેમકે તવારીખોમાં મતભેદ છે.

દરેક માણુસની જીંદગી અને તેનામરણુની બીનાઓ ઘણું કરીને તેના લખવામાં આવેલાં જીવન ચરિત્રો અથવા એ પુસ્તકો ઉપરથી કે જેમાં તે વિશે લખવામાં આવ્યું હોય જાણી શકાય છે અને તેને દરેક સમજદાર અને અકલવાન માણુસ માન્ય રાખે છે. જો જીવન ચરિત્રો અને એવા પુસ્તકોને મોતબર ગણવામાં નઆવે અને માન્ય

યોગ્ય નસમજવામાં આવે તો ભુતકાળની બીનાઓ જાણુનો રસ્તોજ બંધ થઇ ગયો.

ધારો કે જો હું હમણાં એમ કહું કે દીલ્લીમાં બળવો થયો નથી બહાદુરશાહ પકડાયો નથી કુતુબમીનાર કુતબુદીન બાદશાહનો બનાવેલો નથી નુરજહાં એવી કોઈ સ્ત્રી થઈ નથી, જહાંગીરશાહ બાદશાહ કોઇ થયોજ નથી ઔરંગઝેબ કોઇ બાદશાહ હતોજ નહીં તે તો નોવેલના નાયક (Lbero)નું નામ છે તો આખી દુન્યામાં એવો કોણ માણસ છે કે જે ઉપલી બીનાઓ મને સાબીત કરી દેખાડવાની જોખમદારી લઇ શકે? જો મીરઝાહૈરતજ મને એ બાબતો સાબીત કરી આપશે તો હું તેમનો ઉપકાર માન્યા વિના રહીશ નહીં, જ્યારે તેઓ ઐતિહાસિક વર્ણનો પ્રમાણે હઝરતે ઇમામે હુસયનઅ૦ની શહાદતને સાબિત કરી શકાયા નહીં અને જેના કારણથી તેઓએ જાહેરમાં ઇન્કાર કીધો ત્યારે તેઓ ઉપલી બીનાઓ પણ મને સાબીત કરી દેખાડી શકશે નહીં.

જો ઐતીહાસો અને તવારીખોના પુસ્તકોનોં ઇન્કાર કરવામાં આવે તો એજ બાબત નીકળશે કેં કોઇ એવા માણસનો અહવાલ તેમાં વર્ણન હોય તે માનવો જોઇએ નહીં. સીરતે ઇબ્ને હશ્શામ પ્રથમજ નહીં માનવા જોગ ઠરશે, મદારેજુન નબુવ્વહ, મોઆરેજુન નબુવ્વહ, ઇઝાલતુલ ખીફા વિગેરે પુસ્તકો સર્વે નકામાં ઠરશે. અરે દુર શામાટે જાવું મીરઝા હૈરતે પોતે જે ખિલાફતે શેખૈન વિગેરે લખેલ છે તે વિશ્વાસપાત્ર ઠરશે નહીં.

જો કોઇ માણસ મીરઝા હૈરતને પુછે કે તમોએ ખિલાફતે શેખૈન લખી છે તે ખરી છે તેનો શો ભરોસો ? તેમાંની બીનાઓ સાચી છે તેની શી ખાત્રી ? જે બીનાઓ તેરસો વર્ષ પહેલાં થઇ

ગઇ તે બીનાઓ તમે આજ લખવા બેઠા તે કેમ ખરી મનાય, હું તો તેને ચકલા ચકલીની વાર્તા સમજુ છું. તો મીરઝા આવા માણસને શો જવાબ આપશે? આ પ્રશ્નનો જે કાંઇ ઉતર મીરઝા સાહેબ આપશે તેજ એક મુસલમાન માણસ હઝરતે ઇમામે હુસયન અ૦ ની શહાદત વિશે જવાબ આપશે.

અને જો કદાચ હદીસોની કીતાબોને સાચી માનવામાં ન આવે તો ઉલમાઓએ આજ સુધી તેનાથી જે કાંઇ કામ લીધું છે, અને જે તેમના મઝહબની સાબેતી અને તેના અહકામ જાણવાનું સાધન છે તે તદ્દન નકામું અને વ્યર્થ ઠરશે. મીરઝા હૈરત જો સોહાહે સીત્તાની રીવાયતોને તદ્દન જુઠી સમજે છે તો ભવિષ્યમાં કોઇ પણ વાંધા સમયે અથવા કોઇ પણ પ્રસગે અથવા કોઇ સાબેતી માટે તેમાંથી દલીલ રૂઇ કોઇ હદીસ રજુ કરવા ા તેમને ભવિષ્યમાં હક નથી કેમકે તેમના ધારવા પ્રમાણે તે હદીસો જુઠી બનાવટી છે, શું દુનીયામાં કોઇ એવો મુસલમાન છે કે જે મીરઝા હૈરત વિના એમ કહેવાની હિંમત ધરે કે "સેહાહેસીત્તાની" હદીસો વિશ્વાસપાત્ર અને માનવા યોગ્ય મજબુત નથી, શુ કાઇ સુન્ની મુસલમાન એમ કહી શકશે કે સહી બુખારીની હદીસ કે જે કલામુલ્લાથી બીજે દરજે ગણાય છે તેપણ જુઠી છે ? કદી નહીં કદી નહીં એવી માન્યતા તો મીરઝા હૈરતનીજ હોય.

એવીજ રીતે જો હદીસોના તવાતુરને માનવામાં ન આવે તો આજ દુનીયામાં કોઇ પણ ભુતકાળનો બનાવ જોઇએ તો તે દસ અથવા પંદર વર્ષનો કેમ ન હોય કદી માનવામાં આવશે નહીં. અમને લખતાં ઘણીજ દીલગીરી ઉપજે છે કે મીરઝા સાહેબ સામાન્ય રીતે

કોઇ ઇંગ્રેજી અથવા ઉરદુ પત્રમાં પ્રગટ થએલી બીનાને તે સાચી છે કે નહીં તે વિશે કોઈ પ્રકારની ખોજ શોધ કીધા વિના પોતાના ગેઝેટમાં છાપી પ્રગટ કરે છે અને તે વિશે જરાએ સકોચાતા નથી પરંતુ હઝરતે ઇમામે હુસેન અ૦ શહાદતનો બનાવ જે હજારો લાખો બલકે કરોડો ખુદના બંદાઓ હી. સ. ૬૧ થી હી. સ. ૧૩૨૪ સુધી બરાબર અનુક્રમે કોઇ પણ વાંધા વિના શકા કે ખામી વિના વર્ણન આપ્યા છે તેને માન્ય રાખતા નથી

મીરઝાસાહેબ તોબા કરો ખુદાથી ડરો આવી બાબતોથી તમને કાંઇ લાભ થનારો નથી લાખો મુસલમાનોને ભમાવવા અને શંકામાં નાંખવા જેવો બીજો કોઇ મોટો ગુનાહ અથવા વબાલ નથી તમો દુનીયામાં વધારે રહેનારા નથી ઘણું ઘણું તો દસ વીસ વર્ષ જીવશો પરંતુ અહીં પછી જે લોકમાં જશો તે લોકમાં તમારે સર્વદા રહેવું છે જગકર્તાને મોં દેખાડવું છે વીચારો તો ખરા શું મોં દેખાડશો ?

ખુદાની કસમ મીરઝા સાહેબ ! મને ખાત્રી છે કે તમે હઝરત ઇમામે હુસેન અ૦ ની શહાદતને ખાતરી પુર્વક કાંઇ પણ શંકા વિના સાચી માનો છો પરંતુ માત્ર પોતાનીજ નામના કરવા અને ઘેર ઘેર મીરઝા હેરત કહેવરાવવા ખાતરજ શહાદતનો ઇનકાર કરોછો, કુરઆને શરીફમાં સત્ય કહ્યું છે કે 'માત્ર જુલમ અને ગર્વના કારણથીજ ઇનકાર કરવામાં આવે છે પરંતુ અંતઃકરણ તેની સચાઇની સાક્ષી આપી રહ્યું છે."

અર્થાંત - અમારા લખવાનો ભાવાર્થ એ છે કે કોઇ પણ બુદ્ધીવાન માણુસ ઐતીહાસો તવારીખો અને હદીસોના પુસ્તકોનો ઇનકાર કરી શકતો નથી તેની સામે વાંધો ઉઠાવી શકતો નથી કેમકે તેમ કરવાથી કોઇ પણ સત્ય બાબતની ખોજ કરવાના અથવા ભુતકાળની

બીનાઓ જાણવાના રસ્તા તદન બંધ થઇ જાય છે, અને તેમ કરવા-થી કોઇ માણસ કોઇ પણ બાબતની દલીલ માટે કોઇ પણ પુસ્તકને રજુ કરી શકતો નથી, માટે તગને માનવું અને તેમના વર્ણન પ્રમાણે વર્ણુન કરવું અગત્યનુ છે, હા કોઇ પણ પુસ્તકની વાત માનવા પહેલાં એટલું જોઇ લેવું અવસ્યનું છે કે તેનો લખનાર કોણ છે શું તે વિશ્વાસપાત્ર છે કે નહીં, તે વિશ્વાસપાત્ર હોય તો તેના લખેલા વર્ણ-નને માનતાં કોઇ પણ પ્રકારની હરકત નથી. આજ દુનીયામાં હદીસો-ના પુસ્તકોમાં સુન્નત જમાત પાસે ઘણીજ મોઅતબર અને સનદ-વાળી કીતાબ "સેહાહેસીત્તા" છે અને સાર બાદ "મસાનીદ" જેવીકે **મસનદે અહમદ બીન હમ્બલ** વિગેરે અને ઐતીહાસ **"તારીખે ઇબ્ને અસીર" "તારીખે ઇબ્ને ખલકાન" તારીખે આસમેં કુફી "તારીખુલ ખુલફા અલ્લામએ સીયુતી" રોઝ તુસ્સફા, રોઝતુલ અહબાબ "હબીબુસ્સીયર" તારીખે તીબરી** વિગેરે વિગેરે ઘણી છે અને તવારીખનાં પુસ્તકો પણ ઘણાં છે જેવા કે કાઝી અય્યાઝ **સવાએકે મોહરકા** વિગેરે વિગેરે.

જો ઉપલા પુસ્તકો મોઅતબર-મુસ્તનદ એટલે સનદવાળાં છે. અને દુનીયા તેને માનતી ચાલી આવી છે અને હમણાં પણ તેને સત્ય માને છે તો એ પુસ્તકોમાંનું એક પણ એવું નથી કે જેમાં ઇમામે હુસેન અ૦ ની શહાદત સત્ય હોવાનું વર્ણુન નહોય, મારો વિ-વાદ મુળ બનાવની સાથે સંબંધ ધરાવે છે. તે લગતી ઇખતેલાફી અને મતભેદની બાબતો વીશે વાદ કરવાનો મારો હેતુ નથી.

હું પહેલે સેહાહે સીત્તા જે સુન્નત જમાતના મોઅતબર (૬) કીતાબો છે તેમાંથી ઇમામે હુસેન અ૦ ની શહાદત સાબીત કરૂં છું*

**સહીહબુખારી ભાગ ૨ જો સફો ૨૪૭** મીસરમાં છપાએલીમાં છેપ્યું છે કે—મોહમ્મદ બિન હુસયન બિન ઇબરાહીમે બયાન કીધું. તેણે કહ્યુ અને બયાન કીધું હુસયન બિન મોહમ્મદે, તેણે કહ્યું અમને બયાન કીધું હુસયન બિન મોહમ્મદે, તેણે કહ્યું અમને બયાન કીધું જરીરે મોહમ્મદથી, તેણે અનસ બિન માલિક રઝી૦થી-કે ઓબયદુલ્લાહ બિન ઝિયાદની પાસે હઝરતે ઇમામે હુસયન અ૦ નું સર મુબારક લાવવામાં આવ્યું. પછી તે એક થાળીમાં મુકવામાં આવ્યું, પછી તે (ઓબયદુલ્લાહ બિન ઝિયાદ) તે (સરને) લાકડી વડે મારવા લાગ્યો, અને તેની ખુબસુરતી વિશે કાંઇ કહેવા લાગ્યો, તો અનસે કહ્યું આ (હુસયન બીન અલી અ૦) હઝરતે રસુલુલ્લાહ સ૦ને ઘણા મળતા આવતા હતા અને તે સર વચમાથી રંગીન હતું,

વાંચકો ! જો હઝરતે ઇમામે હુસયન અ૦ શહીદ થયા નહોત તો તે સર ઓબૈદુલ્લાહ ઇબ્ને ઝીયાદની સામે થાળીમાં મુકેલું ક્યાંથી આવ્યું ? અને કયા સરને તે લાકડી મારતો હતો ? અને અનસબિન માલિકે કહ્યું કે હે ! ઓબયદુલ્લાહ ઇબ્નેઝિયાદ આતો હઝરતે રસુલલ્લાહને ઘણાં મળતાં આવતાં હતાં, અનસ બિન માલિક કરતાં બીજું કોણ હઝરતે ઇમામે હુસયન અ૦ ને વધારે ઓળખતું હતું ? શું સહી બુખારીની આ હદીસ માનવા જોગ નથી? ઇમામે હુસયન અ૦ ની શહાદત એ અસલ હતી તો શું ઇમામ બુખારીએ કાંઇ તપાસ

---

* અસલ રીસાલામાં અરબી હદીસો લખીને તરજુમો લખ્યો છે. અમો ફક્ત તરજુમાનો તરજુમો લખાશું.

કર્યા વિનાજ પોતાની કિતાબમાં તે હદીસ લખી દીધી ? કદી નહીં ઇમામબુખારી એવા ઝબરદસ્ત આલીમ હતા કે અહલે સુન્નત જમાતના મોહટા મોહટા અલીમોએ તેમની વિશે લખ્યું છે કે તેઓ એટલા ચોકસાઇથી રીવાયતો લખતા હતા કે દરેક રીવાયત લખવાની પહેલે તેઓ બે રકઅત નમાઝ શાયદ પડતા હતા. અને જ્યાં સુધી કોઇ રીવાયત લેવા જોગ હોતી નહીં ત્યાં સુધી તેને પોતાની કીતાબમાં ઉતારતા નહીં. અને જે વિશે મુલ્લા મોહમ્મદ તાહેર ગુજરાતીએ મજમઊલ બેહારમાં લખ્યું છે કે તેને નેવું હઝાર આલિમોએ સાંભળી અને કોઇએ તેમાંથી ભુલ કાઢી નહીં.

**સહીહ બુખારી સફા ૫૩૦ મુજતબાઇ પ્રેસમાં છપાએલી બાબે મનાકિબે હસનો હુસયનમાં** લખ્યું છે કે—અમને મોહમ્મદ બિન બશારે હદીસ બયાન કીધી, તે કહે છે અમને બયાનકીધી, ગન્દરે. ( તે કહે છે ) અમને બયાન કીધી શઅબાએ, તેણે મોહમ્મદ બિન યઅકુબથી કે મેં સાંભળી ઇબ્નેઅબી નેઅમથી, અને તે કહે છે મેં સાંભળી અબદુલ્લાહ ઇબ્ને ઉમરથી—"એ વખતે કે જ્યારે તેમને એક માણુસે મોહરિમ (એવો માણુસે કે જેણે હજનો એહરામ બાંધ્યો હોય) વિશે સવાલ કીધો. શઅબા કહે છે હું ગુમાન કરૂં છું કે તે માખીને મારે છે, તો ઇબ્ને ઉમરે કહયું એરાક (કુફા—બસરા વીગેરે) વાળા માખી મારવાનો સવાલ પુછેછે એ છતાં કે તે લોકોએ નબીના નવાસાને કત્લ કરી નાંખ્યો, એ છતાં કે હઝરતે નબી સ૦ કહયું છે કે એ બન્ને (હસન અને હુસયન અ૦) દુન્યાનાં મ્હારાં બે ફુલ છે.

સહીહ બુખારી ભાગ ચોથા મીસરમાં છપાએલીના સફા ૪૨—માં લખ્યું છે કે— હદીસ બયાન કીધી મેહદીએ (તેણે કહ્યું) બયાન કીધી ઇબ્ને અબીયઅકુબે ઇબ્ન અબી નઅમથી તેણે કહ્યું હું ઇબ્ને ઉમરની રૂબરૂ હાજર હતો કે એક માણસે તેમને મચ્છરનાં લોહી વિશે મસઅલો પુછયો (એટલે મચ્છરને મારવાનો કફ્ફારો શો છે) તો (ઇબ્ને ઉમરે) કહ્યું તું ક્યા લોકોમાંથી છે? તેણે કહ્યું એરાક વાળાઓમાંથી (ઇબ્ને ઉમરે) કહ્યું આ માણસને જુવો કે તે મને મચ્છરના લોહીનો મસઅલો પુછે છે અને હાલ એ છે કે આ એજ લોકોએ નબીની સબ્તા ફરઝંદને કતલ કરી નાખ્યો. અને હાલ એ છે કે મેં હ૦ નબીસ૦થી સાંભળ્યું છે કે તેઓ કહેતા હતા કે આ બન્ને (હસન અને હુસયન અ૦) દુન્યાના મ્હારા બે ફુલ છે.

તારીખે ખમીસ સહીહ બુખારી સફહા ૫૩૦ ભાગ ૧૪ દીહલીમાં મુજતબાઇ પ્રેસમાં છપાએલીમાં લખ્યું છે કે હઝરતે ઇમામે હુસયન અ૦ની વિલાદત (જન્મ) શઅબાન સન ૪ હીજરીમાં થઇ જેમકે કેટલાંકોએ કહ્યું છે અને કેટલાંકોએ કહ્યું છે કે હી૦ સન ૩ માં, અને આપને આશુરાના દીવસે હી૦ સ૦ ૬૧માં કતલ કરવામાં આવ્યા કરબલામાં જે એરાકની જમીન છે, એવીજ રીતે કુતુબખાના અને કિતાબે મરતીઆબ (બનાવેલી ઇબ્ને અબ્દુલ બ૦)માં લખ્યું છે.

તિરમિઝી શરીફ નવલકિશોર પ્રેસમાં છપાએલી જીલ્દ બીજી સફહા ૫૮૬—માં લખ્યું છે કે હદીસ કીધી અમને અકબા બિન બકરેન બસરી અબુધમાએ તેણે કહ્યું હદીસ બયાન કીધી અમને વહબબિન જરીર બિન હાઝિમે, તેણે કહ્યું હદીસ કીધી અને મ્હારા

બાપે મોહમ્મદબિન યઅકુબથી તેણે અબ્દુર રહમાનબિન અબી નેઅમથી કે એનાક વાર્તાયોમાંના એક જણે ઇબ્ને ઉમરને મચ્છરના લોહી વિશે કે જે લુગડાંને ચોંટે સવાલ કીધો, તો ઇબ્ને ઉમરે કહયું કે આની તરફ ખ્યાલ કરો કે મચ્છરના લોહીનો સવાલ કરે છે અને જો કે તેઓએ હઝરતે રસુલે ખુદાસ૦ના ફરઝંદને કતલ કરી નાંખેલ છે, અને મેં હઝરતે રસુલ સ૦થી સાંભળ્યું છે કે ફરમાવતા હતા કે હસન અને હુસયન દુન્યામાં મ્હારા ફુલ છે આ હદીસ સહીહ છે. શઅબાએ તેને મોહમ્મદબિન યઅકુબથી રિવાયત કીધી. અને અબુહુરારાએ હઝરતે નબી સ૦થી આના જેવી રીવાયત કીધી અને ઇબ્નેઅબી નેઅમ તે અબદુર રહમાનબિનઅલી નેઅમ બજલી છે.

તિરમિઝી શરીફ સફહા ૫૮૬—માં લખ્યું છે કે અમોને અબુસઇદ અસજે હદીસ કીધી તેણે કહયું હદીસ કીધી અમને અબુખાલિદ અહમરે તેણે કહ્યું હદીસ કીધી અમને ઝરીને તેણે કહયું હદીસ કીધી અમને સલેમાએ કહયું તેણે હું ઉમ્મે સલમાને ત્યાં ગઇ, એ હાલતમાં કે તે રોતી હતી તેથી મેં કહ્યું કે તને કઇ ચીજે રડાવી? તેણે કહયું મેં રસુલસ૦ને સ્વપ્નામાં જોયા એવી હાલતમાં કે તેમના માથાં અને દાઢી મુબારક ઉપર માટી છે. તો મેં કહયું યારસુલલ્લાહ સ૦ આપને શું થયું છે? તો આપે ફરમાવ્યું હું હમણાં હુસયનની કતલની જગ્યા ઉપર હાજર થયો હતો.

તિરમિઝી શરીફ સફહા ૫૮૭—માં લખ્યું છે કે અમોને હદીસ કીધી ખલાદબિન અસલમ બગદાદીએ તેણે કહયું હદીસ કીધી અમને નફર બિન શમીલે તેણે કહયું હદીસ કીધી અમને હશ્શા-

મ હીસાને હફ્સા બિન્તે શીરી નથી તેણે કહયું હદીસ કીધી અને અનસબિન માલિકે, તેણે કહયું હું ઇબ્ને ઝિયાદની પાસે હતો, અને તની પાસે હઝરતે ઇમામે હુસયન અ૦નુ સર મુબારક લાવવામાં આવ્યું તો તે એક છડીથી હઝરતે ઇમામે હુસયન અ૦ના નાકમાં ઇશારો કરવા લાગ્યો, અને તે કહેતો હતો કે મેં આના જેવો કોઇ ખુબસુરત જોયો નથી કે તેનું વર્ણન થઈ શકતું નથી? તેણે કહયું મેં કહયું દરેક રાતે તે હઝરતે રસુલે ખુદાસ૦ને ઘણાંજ મળતાં આવતા હતાં આ હદીસ હસન સહીહ ગરીબ છે. (તરજુમો બાઅઝ અહલે સુન્નતનો.

તિરમિઝી શરીફ સફહા ૫૮૭—માં લખ્યું છે કે હદીસ કીધી અમને વાસિલબિન અબદુલ અઅલાએ તેણે કહ્યું હદીસ કીધી અબુમઆવિયાએ અઅમશથી તેણે અમ્મારબિન ઓમેરથી તેણે કહયું જ્યારે ઓબયદુલ્લાહ બિન ઝિયાદ અને તેના દોસ્તોના સર લાવવામાં આવ્યા તો મસજીદના મૈદાનમાં એક બીજા ઉપર મુકવામાં આવ્યાં અને મેં એ હાલતમાં કે લોકો કહેતા હતા કે એ આવ્યો જોયું કે એક સાંપ તેઓના માથામાં દાખલ થયો એટલે સુધી કે ઓબયદુલ્લાહ બિન ઝિયાદના નાકમાં દાખલ થયો અને થોડીવાર ઠેહરીને પાછો નીકળ્યો અને ચાલ્યો ગયો એટલે સુધી કે (તે અમારી નજરેથી) ગાયબ થઇ ગયો, પછી વળી તેઓ કહેવા લાગ્યાં કે એ આવ્યો એ આવ્યો પછી એ સાંપે બીજી વખત પણ એમજ કર્યું અથવા ત્રણ વાર. આ હદીસે હસન સહીહ છે.

વાંચકો જો ઓબયદુલ્લાહ ઇબ્ને ઝિયાદે હઝરતે ઇમામે હુસયન અ૦ના સર મુબારકની બેઅદબી કીધી નથી તો આ જાહેરી

અઝાબ (શિક્ષા) કે જે તેના ઉપર ખુદાના કેહેરથી નાઝીલ થયો કે એક સાંપ ત્રણવાર તેના નાક અને મોઢામાં દાખલ થયો તે તેના કયા ગુનાહનો બદલો હતો? શું આ હઝરત ઇમામે હુસેન અ૦ના શહીદ કરનારાની શીક્ષા નથી? અને ખાસ કરીને કીતાબ લખનારા ઇમામે હુસેન અ૦ના ગમાગીનના પ્રકરણમાં આ બાબત લખવાની શી જરૂરત હતી? સર્વે જણ અકલવાળા સમજી શકે છે કે લખનારાનો એ હેતુ હોવો જોઇએ કે જ્યારે એબદુલ્લા વીગેરાઓએ હઝરતે ઇમામે હુસયન અ૦ના સર મુબારકની સાથે જે બેઅદબી કીધી તે લખી ચુકયા છે ત્યારે તે બેઅદબીનો તેને શો બદલો મળ્યો તે પણ લખવો જોઇએ.

(મિશકાત શરીફ સફહા ૯૮૯ મતબએ નવલકીશોર પ્રેસમાં છપાએલીમાં—લખે છે કે હારિસની દીકરી ઉમ્મુલ ફઝલ અબ્બાસ રઝી૦ની સ્ત્રી થા મરવી છે કે તે એક દીવસ હઝરતે રસુલે ખુદાસ૦ની ખિદમતમાં ગઇ અને કહયું કે યારસુલલ્લાહ સ૦ આજ રાતે મેં એક ખરાબ સ્વપ્નું જોયું છે, આપે ફરમાવ્યું તે શું છે? તેણીએ કહયું મેં એવું જોયું કે જાણે આપના શરીર મુબારકનો ભાગ જુદો કરવામાં આવ્યો છે અને મ્હારા ખોળામાં મુકવામાં આવ્યો છે, આપે ફરમાવ્યું તમોએ સારૂ સ્વપ્નું જોયું છે કે ઇનશા અલ્લાહ ફાતેમા અ૦ને એક દીકરો પૈદા થશે તે તમારા ખોળામાં રહેશે. ઉમ્મુલ ફઝલ કહે છે કે ફાતેમા અ૦ને ત્યાં હુસયન પૈદા થયાં અને મ્હારા ખોળામાં રહયાં પછી મેં તેમને કસમનું દુધ પીવરાવ્યું, એક દીવસ હું રસુલલ્લાહ સ૦ની પાસે ગઇ અને હુસયનને તેમની ગોદીમાં આપ્યાં પછી શું જોયું કે હઝરતની આંખોમાંથી

આંસુ જારી છે, મેં કહયું યારસુલલ્લાહ મ્હારાં મા બાપ આપ પર ફીદા થાઓ આપને શું થયું? ફરમાવ્યું મ્હારી પાસે જીબ્રઇલ આવ્યાં અને મને ખબર આપી કે મ્હારા ઉમ્મત મ્હારા આ પુત્રને કતલ કરશે, મેં કહયું આને કતલ કરશે? આપે ફરમાવ્યું હા અને મને રાતી માટી આપી

મિરઝા હૈરત કહે છે કે હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત વિશે હઝરતે રસુલે ખુદાસ૦ કોઇ ભવિષ્યવાણી ફરમાવી નથી તો તેઓ આંખો ખોલીને જુવે કે આ શું છે?

આ હદીસ ગીશકાત શરીફમાં ચોખે ચોખા શબ્દોમાં મવજુદછે, મીરઝા હૈરત અવી અવી વાતો છુપાવે છે પણ હજુ બીજી ઘણી રીવાયતો આ બાબતની સાબેતીની કે રસુલે ખુદાએ પોતાના નવાસા હુસૈનઅ૦ની શહાદત વીશે ભવિષ્યવાણી ફરમાવી છે તે પેશ કરીશ જેમકે–

**મસનદે ઇમામ અહમદ બિન હમ્બલ**—મીસરમાં છપાએલીના પેહલા ભાગના ૮૫ માં સફામાં છે કે અમને હદીસ બયાન કીધી અબદુલ્લહે અને તેઓએ કહયું મને હદીસ બયાન કીધી મ્હારા બાપે (ઇમામ અહમદબિન મોહમ્મદબિન હમ્બલે) તેઓએ કહયું કે અમને હદીસ બયાન કીધી મોહમ્મદબિન અબીદે તેઓએ કહયું અમને હદીસ બયાન કીધી શરજીલ બિન મુદરિકે તેઓએ રિવાયત કીધી પોતાના બાપ ઓબયદુલ્લાહથી તેઓએ રિવાયત કીધી પોતાના બાપ નજીથી તેઓએ હઝરતે અલી અ૦ના સાથે મુસાફરી કીધી અને તેઓ પોતાની તહારતનો સામાન પોતાની સાથે રાખતા હતા અને તેઓ સિફીનની તરફ જતાં હતાં અને જયારે નયનવા (કરબલા)ના

મુકાબલામાં પહોંચ્યા તો તેઓએ (હ૦ અલી અ૦) મોહટાં સાદે ફરમાવ્યું કે અએ અબુઅબ્દુલ્લાહ સબર કરો અબુ અબ્દુલ્લાહ સબર કરો ફુરાતના કીનારા ઉપર, મેં કહ્યું આ શું ફરમાવ્યું? આપે કહ્યું એક દીવસ હું નબી સ૦ની ખીદમતમાં હાજર થયો અને તેઓની આંખોમાંથી આંસુ વ્હેતાં હતાં મેં કહ્યું યા રસુલેખુદા સ૦ શું તમને કોઇએ ગુસ્સે કર્યા આપ શામાટે રૂવો છો? ફરમાવ્યું હમણાં હાલ જીબરઇલ મ્હારી પાસેથી ઉઠીને ગયા છે, મને તેઓએ બયાન કીધું કે હુસયનને ફુરાતના કીનારા ઉપર કતલ કરવામાં આવશે. હઝરતે અલી કહે છે કે પછી હઝરતે રસુલે ખુદાસ૦ ફરમાવ્યું હું તમને તેની માટી સુઘાડું? મેં કહ્યું હા, આપે પોતાનો હાથ લાંબો કીધો અને એક મુઠી માટી લીધી અને મને આપી પછી હું રડયા વિના રહી શકયો નહી.

**મસનદે અહમદ બીન હમ્બલ સફા ૨૮૩** મીસરની છાંપની પેહલા ભાગમાં લખ્યું છે કે— અમને હદીસ બયાન કીધી મ્હારા બાપે (ઇમામ અહમદ બિન મોહમ્મદ બિન હમ્બલે) તેઓએ કહ્યું અમને હદીસ બયાન કીધી અરફાને, તેઓએ કહ્યું અમને હદીસ બયાન કીધી હમાદ બિન સલમાએ, તેઓએ કહ્યું કે એમને હદીસ બયાન કીધી અમ્મારે, તેઓએ કહ્યું કે રીવાયત કરી અમને અબદુલ્લાહ બિન અબ્બાસથી કે તેઓએ કહ્યું કે મેં હઝરતે નબી સ૦ને બપોરના વખતે સ્વપ્નામાં જોયા કે આપ વિખરાએલા વાળ અને માટીવાળા ચ્હેરા સાથે એક લોહી ભરેલો શીસો હાથમાં પકડી ઉભા છે. મેં કહ્યું મ્હારા માબાપ આપ ઉપર ફિદા થાય યા રસુલલ્લાહ સ૦! આ શું ચીજ છે? ફરમાવ્યું આ હુસયન અને તેના સાથી

યોનું લોહી છે, બરાબર મેં ઉપાડી લીધું. અમ્માર કહે છે કે અમે તે દીવસને યાદ રાખ્યો, તો તે પછી લોકોને ખબર પડી. કે તેજ દીવસે હઝરતે હુસયન અ૦ કતલ થયા.

વાંચકો! શું આ તમામ રીવાયતો અને હદીસોને જોઇને કોઇ પણ અક્કલમંદ માણસ એમ કહી શકે કે ઇમામે હુસયન અ૦ શહીદ નથી થયા? ઇમામ અહમદ હમ્બલ જેઓને તમામ સુન્નત જમાત બહુજ જલીલુલ કદર બુઝુર્ગ મરતબાવાળા જાણે છે સર્વે જણ તેઓથી વાકેફ છે, અને ઇલ્મે હદીસમાં તો બહુજ વધેલા હતા, તો શું તેઓનું ઇલ્મ મીરઝાહૈરત કરતાં કાંઇ ઓછું હતું? અને આ રીવાયતો શું તપાસ્યા વીના તેઓએ લખી હશે? શું તેઓ દાઢીવાળા પીર હસન અને લખનઉવાળા મીયાં સુરૂર હતા? કે પોતાની એવી જલીલુલ મરતબા કીતાબમાં ચકલા ચકલીની બનાવટી વાર્તા લખને? તોબા તોબા મીરઝા હૈરતસાહેબ તો સહીહ બુખારી જેવી કીતાબને કહે છે કે તે બાળી નાખવાને કાબીલ છે, તો બીજી કીતાબોનું તો પુછવુંજ શું? જ્યારે આવી કીતાબોને પણ મીરઝાસાહેબ માને નહી તો તેઓ માટે પછી કઇ અને કયાંથી કીતાબ લાવવી?

ઇમામે હુસેન અ૦ ની શહાદતની બાબત શીઆહની તો તમામ કીતાબોમાં છે, તેમજ સુન્નત જમાતની કીતાબોમાં પણ છે જેમકે ઉપર બયાન થયું કે ઇમામ બુખારીસાહેબે સહીહ બુખારીમાં, અને મોહદ્દીસે તીરમઝીએ જામેએ તીરમઝીમાં, અને મીશાકાતે શરીફવાળાએ મીશકાતમાં, અને ઇમામ અહમદ હમ્બલે પોતાની મસનદમાં કેટલીક રીતથી ઇમામે હુસયન અ૦ ની શહાદતની બાબત લખી છે.

આ તમામ બુઝુરગો મીરઝા હૈરતની ઘણા વરસ પહેલે થઇ

થયા છે, એ શહાદતના બનાવની નજીકના ઝમાનામાં મીરઝા હૈરત કરતાં એ સાહેબો ઘણા નજીક હતા, તો જે બનાવ બન્યો હોય તે બાબતના નજીકના ઝમાનાવાળા વધારે જાણે કે છેટે વાળા? એટલુંજ નહીં પણ એ લોકો કાંઇ જેવા તેવા નહોતા સુન્નતજમાત વાળા એ બુઝુરગોને આલીમ એહલેબાતવાળા પરહેઝગાર અને બુઝુરગ સમજે છે તેઓ જેવા તો નહીં પણ તેઓના મુકાબેલામાં મીરઝા હૈરત સાહેબ કાંઇ હીસાબમાં પણ નથી, તો એવા બુઝુરગોએ શું ભુલ કરી? અને ઇમામે હુસેન શહીદ થયા નહીં છતાં ખોટી વાતો ઘડીને લખી કે ઇમામે હુસયનઅ૦ શહીદ થયા છે.

નાજી કહે છે એ તમામ આલીમો અને જેઓનાં નામ લખ્યા નથી તે સેંકડો આલીમો તેમજ શીઆહ મઝહબના પણ હજારો આલીમો મળી ઇસલામના તમામ ફીરકાના તમામ આલીમો. ખોટા અને મીરઝાસાહેબ સાચા એ કોઇ પણ કબુલ કરી શકે ખરૂં ? એ તમામ આલીમોની ભુલ કોઇને પણ સુઝી નહીં પોણાતેરસો વરસ પછી મીરઝા હૈરતસાહેબે ખુદા જાણે કયાંથી એ ભુલ શોધી કાઢી!

જ્યારે આવી મોઅતબર મશહુર અને સુર્ય કરતાં વધારે રોશન બાબત ખોટી હોય તો પછી એ કીતાબોમાંની એકે વાત માનવા જોગ રહેજ નહીં, પણ અજબ નથી કે મીરઝા હૈરત સાહેબનો એવો હેતુ હોય કે આ બહાનાથી એ, તમામ કીતાબોને ભરોંસા વિનાની ઠેરાવી પોતાની નવી નેકનામી ફેલાવે, અને જાહીલો પાસે એક મોહટા હુશીઆર આલીમ ગણાય કે આગલા તમામ આલીમોની ભુલ પકડી, પણ કોઇ પણ મુસલમાન આ વાત કબુલજ નહીં કરે કે તેઓનો મતલબ પાર પડે, અને એવી ખોટી ઉમ્મેદ પુરી થાય, બલકે ઇન્શા-

અલ્લાહ નામુરાદ રહેવાના, અને નેકનામીને બદલે એવી બદનામી થઈ અને થશે અને લોકો જે કાંઇ કહે છે અને કેહશે તે હું મારી કલમથી લખવાને પસંદ કરતો નથી કેમકે મારો હેતુ હીદાયતનો છે કોઇનું દીલ દુખાવાનો નથી.

અર્થાંત—ઉપર લખવામાં આવી તે "કુતુબે અહાદીસે સેહાહ" અને 'મસાનીદ'ની હદીસોથી ઇમામે મઝલુમની શહાદત સંપુર્ણ રીતે સાબીત છે, તોપણ બીજી કીતાબોમાંથી સાંભળો.

**સવાએકે મોહરકા ઇબ્ને હજરમકી**—તાલીફ કરેલી ફકીહ મોહદિસ શહાબુદ્દિન અહમદ બિન હજરૂલ હૈસમી, મીસરના છાપની સન હી૦ ૧૩૧૨ સફા ૧૧૫ થી સફા ૧૧૯ સુધીમાં હઝરતે ઇમામે હુસયન અ૦ ની શહાદતનો ખુલાસાવાર અહવાલ લખ્યો છે, આ કીતાબમાં, શહાદત સંબંધીની કેટલીક ભવિષ્ય વાણીયો અને ખાસ શહાદતનું બયાન છે.

**અલ્લામએ ઇબ્ને હજરમકી** એટલા વિશ્વાસ પાત્ર ઝબરદસ્ત આલીમ છે કે અહલે સુન્નત જમાઅતના આલિમ પ્રાચીન સમયથી અદ્યાપી લગી તેમની કીતાબ સવાએકે મોહરકા ઉપર પુર્ણ વિશ્વાસ રાખે છે. આ એજ કીતાબ છે કે તેના સઘળા લેખો "સવાએકે કાબુલીમાં લેવામાં આવ્યા છે અને તેમાંથી શાહ અબદુલ અઝીઝ સાહેબ દેહલવીએ પોતાની કીતાબ **તોહફએ ઇસ્નાઅશરીમાં** ઘણો ભાગ લીધો છે. જે માણસ માત્ર થોડી પણ બુદ્ધી રાખતો હોય અને તેની આંખો આંધળી ન હોય તે મ્હારા આ વર્ણનને લગારે લગાર સાચું માનશે. **અર્થાંત**—તે કીતાબના ૧૧૫ મા પૃષ્ટમાં લખ્યું છે—(હદીસ ૨૯ મો) (૧) અબુદાઊદ અને હાકિમે ઉમ્મુલ ફઝલ હારિસની દીકરી-

થી રીવાયત કીધી છે કે નબી સ૦ કહ્યુ કે મારી પાસે જીબરઇલ આવ્યા, અને મને ખબર આપી કે મ્હારા આ દીકરાને મ્હારી ઉમ્મત કતલ કરશે ( એટલે હુસયન અ૦ ને શહીદ કરશે ) અને રાતી માટી લાવ્યા.

(૨) બગવીએ પોતાના મોઅજમમાં અનસથી રીવાયત કીધી કે હઝરતે રસુલ સ૦ ફરમાવ્યું, વરસાદના ફિરિશ્તાએ એ વિશે ખુદાની પાસે રજા માંગી કે તે મ્હારી મુલાકાતે આવે. ખુદાએ તેને રજા આપી અને તે દીવસ ઉમ્મે સલમાનો (વારો) હતો, પછી હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવ્યુ એ ઉમ્મે સલમા તમે દરવાજાની સંભાળ રાખજો કોઇ મ્હારી પાસે આવી શકે નહીં, ઉમ્મે સલમા દરવાજા ઉપર હતા ત્યાં ઇમામે હુસયન અ૦ આવી પહોંચ્યા અને ઘરમાં દાખલ થયા અને હઝરતે રસુલે ખુદા સ૦ ના ખોળામાં આવી બેઠા, રસુલે ખુદા સ૦ તેમને પ્યાર કરવા લાગ્યા.

તો ફિરસ્તાએ કહ્યું કે એ રસુલ સ૦ શું તમે આને દોસ્ત રાખો છો? ફરમાવ્યું હા. તેણે કહ્યુ તમારી ઉમ્મત તેને થોડાજ વખતમાં કતલ કરશે અને જો આપ ચાહો તો તે જગાએ કતલ થશે તે જગ્યા બતાવું, પછી તે જગ્યા બતાવી પછી નરમ માટી અથવા રાતી માટી લાવ્યો પછી તે ઉમ્મે સલમાએ લઇ લીધી અને તેને પોતાના કપડામાં રાખી.

**સાબીત** કહે છે કે અમે તે ભુમીને કરબલા કહેતા હતા અને આ રીવાયત બયાન કીધી છે **અબુહાર્તામે ઇબ્ને સઇામા** અને **અહમદ બીન હમ્બલે** પણ અબુહાતમના જેવી રીવાયત કીધી છે. અને **અબ્દુલ્લા બીન હમાદ** અને ઇબ્ને **અહમદ ઇબ્ને**

હુસ્ત્રમલે પણ એજ રીતે રીવાયત કીધી છે. પણ એ રીવાયતમાં એ છે કે તે ફીરીશ્તો જીબ્રઇલ હતો (પરંતુ મુળ ભવિષ્ય વાણીમાં કોઇ પણ પ્રકારનો મતભેદ નથી) અને બીજાએ એટલું વધારે લખ્યું છે કે તે હુઝરત સ૦ મે તે (માટી)ને સુંઘી અને ફરમાવ્યું કે આ કરબોબલાની સુગંધ છે.

ઉપરાંત ઘણી અસંખ્ય રીવાયતો એવી છે કે જે સાબીત કરી આપે છે કે શહાદત સંબંધી હુઝરતે રસુલ સ૦ ભવિષ્ય વાણીઓ ભાખી ગયા છે, પણ જ્યારે મીરઝા હૈરતની દ્રષ્ટી એવા પુસ્તકો સુધી પહોંચી નથી અને તેમને તે પુસ્તકોની તદ્દન ખબર નથી ત્યારે (કર્ઝન ગેઝેટ ૨૩ જુલાઇ ૧૯૦૫ માં તેઓ કહે છે કે સુન્નત જમાતની હદીસોની કીતાબો આ શહાદત વિશે એક અમુક હદ સુધી ચુપ છે. વાંચકો જો તેમને આ કિતાબની ખબર હોત અથવા તેઓએ સહી બુખારી, તીરમીઝી, મીશકાત, અબુદાઉદ, મસનદે અહમદ બીન હમ્બલ, સવાએકે મોહરકા, વિગેરે વિગેરે પુસ્તકો વાંચ્યાં હોત કિંવા જોયાં હોત તો આમ કહેવાની હીંમત ધરત નહીં.

એવી રીતે પુકારી પુકારીને કહે છે કે દરેક બહેરો માણસ પણ તેને સ્પષ્ટ રીતે સાંભળી શકે છે—ખરે જન્મનો બહેરો નહિં પરંતુ અંતઃકરણના કાનોનો બહેરો તેને કદાચ ન સાંભળે તો તેનો કાંઇ ઉપાય નથી.

વળી તેઓ એજ પત્રમાં લખે છે કે હા કોઇ કોઇ જગાએ ઇશારાપુર્વક કામ લેવામાં આવ્યું છે અને અહલે સુન્નત જમાતની જે જે કિતાબોમાં હઝરતે રસુલે ખુદા સ૦ની શહાદત સંબંધીની ભવિષ્ય

વાણીઓ લખવામાં આવી છે તે સર્વે હદસે હાંતો જનાવટી છે, હાંતો ઝઈફ (સુસ્ત) છે, વાંચકો ઉપરની હદીસમાં અલ્લામા ઇબ્ને હજરે લખ્યું છે કે અબુલહાતીમે આ રીવાયતને પોતની સહીહ રીવાયતમાં લખેલ છે અને જામેએ તીરમીઝીની બે રીવાયતો પણ એવા છે કે જેને કિતાબ લખનારાએ સહી ફરમાવેલછે, પરંતુ મીરઝા હૈરત તેનો ઇન્કાર કરે છે જેનું ખાસ કારણ એ છે કે તેઓના જોવામાં એ હદીસો આવીજ નથી, અથવા તો જો જોવામાં આવી છે તો જાણી જોઇને સત્ય બાબતને છુપાવવાના હેતુથી તે ખરી કિંવા સહી હોવાનો ઇનકાર કરે છે.

અર્થાત અલ્લામાં ઇબ્ને હજરે સવાએકે મોહરકામાં સાત રીવાયતો હઝરતે રસુલ સ૦ની ભવિષ્ય વાણીની લખીછે જેમાં તે હઝરતે ઇમામે હુસેન અ૦ની શહાદતની ખબર આપી છે.

પછી એજ ૧૧૫ માં પાનામાં ફરમાવે છે કે—તિરમિઝીએ રિવાયત કીધી છે કે ઉમ્મે સલેમાએ હઝરતે રસુલે ખુદા સ૦ને સ્વપ્નામાં જોયા કે આપ રડે છે અને આપના માથા ઉપર અને દાઢી મુબારક ઉપર માટી પડેલી છે, તો મેં કારણ પુછયું ફરમાવ્યું હમણાં હઝરતે હુસયન કતલ થયા, અને એવુંજ સ્વપ્નુ ઇબ્ને અબ્બાસે બપોરના વખતે જોયું કે આપ માટી વાળાં છે, આપના હાથમાં એક શીશો છે જેમાં લોહી છે કે તેને આપે ઉપાડેલ છે, તો તેનું કારણ ઇબ્ને અબ્બાસે પુછયું ફરમાવ્યું હુસયન અને તેના સાથીયોનું લોહી છે, આજ આખો દીવસ હું તેજ કામમાં રહયો (એટલે એ લોહી એકઠું કરતો રહયો) પછી લોકોએ વિચાર કર્યો તો જણાયું કે તેજ દીવસે હઝરતે ઇમામે હુસયન અ૦ શહીદ થયા હતા, કરબલામાં જે મુલ્કે એસકની જમીન કુફાની પાસે છે (અને જે કુફા માત્ર બે

મનઝિલ છેટે છે) ત્યાં જેવી રીતે તે હઝરતે ફરમાવ્યું હતું તેવી રીતે ઇમામે હુસયન અ૦ને શહીદ કરવામાં આવ્યા, અને તે (કરબલા) મકામે તુફના નામે પણ ઓળખાય છે, તેઓ (હ૦ હુસયન અ૦)ને સિનાનબિન અનસ નજદીએ કતલ કીધાં, અને કેટલાંકોએ તેના સિના બીજા કોઇને કહેલ છે (એટલે કેટલાંક લોકો શિમરને હઝરતનો કાતિલ બતાવે છે) તે શુક્રવારનો દીવસ હતો, અને હી૦સન ૬૧ મોહરરમ માસની ૧૦મી તારીખ હતી અને આપની વય ૫૬ વર્ષ અને કેટલાક મહીનાની હતી. જ્યારે આપને કતલ કરી ચુકયા તો આપના સર મુબારકને યઝીદ મલઉનની પાસે મોકલવામાં આવ્યું. જ્યારે પહેલી મનઝિલ ઉપર પહોચ્યા ત્યારે (યઝીદી લશ્કરના લોકો) શરાબ પીવામાં મશગુલ થયાં તે દરમિયાનમાં તેમની સામે દીવાલ-માંથી એક હાથ નીકળ્યો જેમાં કલમ હતી અને ત્યાં એક લોહીથી લીટી લખી અને તે આ મુજબ છે—"શું એ ઉમ્મત કે જેણે હુસયનને કતલ કીધો છે કે તેને એટલે તે ઉમ્મતને કયામતના દીવ-સે તેના દાદાની શફાઅત મળશે?"

ત્યાર પછી અલ્લામા ઇબ્ને હજરે એ ચિન્હો અને નીશા-નીયો સંબધી આઠ રિવાયતો લખી છે કે જે હઝરતે ઇમામે હુસૈન અ૦ની શહાદતના કારણથી જાહેર થઇ હતી. જેમાંની એક રીવાયત નીચે પ્રમાણે છે.

ઉસ્માન બિન અબી શયબાએ બયાન કર્યું છે કે આકાશની સ્થીતિ સાત દીવસ સુધી એવી રહી કે દીવાલોની ઉપર તેનો પ્રતિ-બીંબ (અકસ) કેસરના રંગ જેવો પડતો હતો; અને એમ થવાનું કારણ આકાશની નિયમ કરતાં વધારે સુરખી (રતાશ) અને તારાઓ

એક બીજાની સાથે અથડાયાં, જેના અર્થ એમ છે કે તે રાતોમાં ઘણા શહાબ કુદતા દેખાતાં, જેથી જોનારાને એમ લાગતું હતું કે તારાઓ એક બીજાની સાથે અથડાઇ રહયાં છે જો કે મીરઝા સાહેબે આલેખને પણ મશ્કરીમાં ઉડાવેલ છે, અને એમ કહે છે કે સિરરૂ-શ્શાહદાતેન એક ગાલીશીઆની લખેલી છે તેથી તેના લખનારાએ આ એહવાલ ઘડીને તેમાં લખી દીધો છે, પરંતુ અમને અચંબો એ થાય છે કે અલ્લામા ઇબ્ને હજર મકીએ આ બાબત શામાટે પોતાની સહીહ કીતાબમાં દાખલ કીધી હશે? જેમના સુન્ની મઝહબના હોવામાં કોઈ પ્રકારની શંકા નથી અને જો કોઇ શંકા હોય તો તેમના લખેલાં આગલાં પાછલાં લેખો જુવો તપાસો.

આ એજ બયાનની નીચે ૧૧૭મા પાનામાં એ હદીસોનો હવાલો આપ્યો છે જે ઇમામ બુખારી અને તિરમિઝીએ પોતાની કીતાબમાં લખેલ છે કે ઇબ્ને ઉમરને કોઈએ મચ્છરના લોહી સંબંધી સવાલ કીધો, તો તેઓએ કહયું કે આ માણસને જુવો કે મચ્છરના લોહી વિશે પુછે છે અને હુસયન ઇબ્ને અલી સિબ્તે રસુલને કતલ કરી નાખ્યા તે વિશે કાંઇ સવાલ કરતો નથી.

પછી ૧૧૮મા પાનામાં લખે છે કે "અગર તે લોકો (યઝીદી ફોજ) એવી લુચ્ચાઈ ન કરત કે આપની અને પાણીની આડે ન આવત તો કદી તેઓ ઇમામે હુસયન અ૦ને કતલ કરી શકત નહીં કેમકે આપ મહા મોહટા સરદાર બહાદુર શુરવીર અને શુજાઅ હતા કે તેઓ કદી પોતાની જગ્યાથી હડે તેવાં નહતાં અને જ્યારે હઝરતે ઇમામે હુસયન અ૦ અને તેઓના અસ્હાબોનું પાણી બંધ કીધું ત્યારે યઝીદીયોએ કહ્યું કે હે હુસયન! આ પાણીને જુવો કે કેવું આકાશ-

ના અંતર જેવુ છે તેમાંથી તમે એક ટીંપુ પણ પી શકશોં નહી એટલે સુધી કે તરશ્યાજ મરણ પામો, તો તે વખતે હઝરતે ઇમામે હુસયન અ૦ કહ્યું હો અલ્લાહ આ માણુસને તરસ્યોજ માર તો તે માણુસ ઘણુ પાણી પીનો તો પણ તૃપ્ત થતો નહી એટલે સુધી કે તરસ્યોજ મર્ણ પામ્યો, અને હુસયન અ૦ પીવા માટે પાણી ચાહયું પરંતુ એક માણુસે તીરથી તેઓને પાણી પીતાં અટકાવ્યાં તેણે એવું તીર માર્યું કે તે આપના તાળવામાં આવીને વાગ્યુ તો આપે કહ્યું કે હે અલ્લાહ આ માણુસને તરસ્યો માર, તરતજ તે રાડો પાડવા લાગ્યો તેના પેટમાં ગરમી પ્રગટી નીકળી અને પીઠ ઉપર સરદી અને તેની સામે બરફ મુકવામાં આવ્યો હતો અને પંખો નાખવામાં આવતો હતો (અથવા તેની પીઠ ઉપર કાફુર મુકવામાં આવ્યું હતુ) અને તે અલઅતશ (તરશ) કહી કહીને રાડો પાડતો હતો તેની પાસે સત્તુ પાણી અને દુધ એટલું લાવવામાં આવતું હતુ કે તેને પાંચ માણસો પીઉલે તો બસ હતુ પરંતુ તે એકલો સર્વે પી જતો હતો, અને વળી પાણી માટે રાડો પાડતો હતો તો વળી પાણી વી૦ પીવરાવવામાં આવતું હતું એટલે સુધી કે તેનું પેટ ફાટી ગયું, અને જયારે લડાઇ સારી પેઠે સળગી ઉઠી ત્યારે યઝીદની ફોજના લોકો હઝરતે ઇમામે હુસયન અ૦ના અસહાબોને એક એક કરી કતલ કરવા લાગ્યાં એટલે સુધી કે પચાસથી વધારે માણુસો કતલ કરી નાખ્યા, ત્યારે હઝરતે ઇમામે હુસયન અ૦ મોહટા સાદે ફરમાવ્યું શું કોઇ છે કે આ મુસીબતને હરમે રસુલ સ૦થી દુર કરે? તે વખતે યઝીદ બિન હર્સ રૈયાહી હઝરતના દુશમનના લશ્કરથી બહાર નીકળ્યો એવી રીતે કે તે પોતાના ઘોડા ઉપર અસ્વાર

હતો અને તેણે કહ્યું કે અએ ફરઝંદે રસુલે ખુદાસ૦ હું પહેલો એ માણુસ હતો કે જેણે આપ ઉપર ચઢઈ કીધી હતી હવે હું આપના ટોળામાં છું કદાચ મને આપના નાનાની શેફાઅત મળે, પછી તેણે હઝરતની રૂબરૂ દુશમનોનો મુકાબલો કર્યો એટલે સુધી કે શહીદ થયો પછી જ્યારે હઝરતના અસ્હાબ શહીદ થઇ ચુકયા અને હઝરત એકલા રહી ગયા તો દુશ્મનો ઉપર હુમલો કર્યો અને તેમના ઘણાં બહાદુરોને કતલ કર્યા પછી ઘણાં માણુસોએ એકઠાં થઇ આપ ઉપર હુમલો કર્યો અને આપની અને અહલે હરમની વચમાં આવી ગયાં તો આપે મોહુટાં સાદે કહયું કે તમારામાંના મુર્ખાઓને ઔરતો અને બચ્ચાઓ પાસે જવાથી અટકાવો, અર્થાંત તેઓએ અહલે હરમ તરફથી પોતાનો હાથ પાછો ખેંચ્યો, પછી તે હઝરત પોતાની રૂબરૂના લોકો સાથે લડતાં રહયાં એટલે સુધી કે તેઓએ તે હઝરતને ઝખ્મોથી ચકચુર કરી દીધાં અને તે હઝરત ભોંય ઉપર પડી ગયાં પછી આપનું સર મુબારક કાપી લીધું અને તે હી૦ સ૦ ૬૧ મોહરરમની ૧૦મી તારીખ હતી.

અને તે પછી અહલેબૈતના કેદ થવાનો અહવાલ એજ સવાએક મોહરકાના ૧૧૯ મા પાનામાં લખ્યો છે.

અર્થાત—સવાએકે મોહરકાના ૧૧૫ થી ૧૧૯ મા પાના સુધી શહાદત અને શહાદત સંબંધીની ભવિષ્ય વાણીયોનું વર્ણન છે. અને મને પકી ખાત્રી છે કે અલ્લામા ઇબ્ને હજર મીરઝા હેરત કરતાં વધારે શોધ ખોળ કરનારા અને વધારે આલિમ ફાઝિલ હતા. જો આ શહાદતનો બનાવ બન્યો ન હોત તો તેમના જેવા ફાઝિલ આલિમ માણુસ કદી પોતાની કીતાબમાં તફસીલથી એ અહવાલ લખત નહીં.

એજ કીતાબમાં તે પછી થોડાકજ પાના પછી એજ કારણના સબબથી યઝીદને ફાસીક અને કાફર કહેવામાં આવ્યો છે, તે વીશે લખે છે કે યઝીદ બીન મોઆવીયા ઇમામે હુસેન અ૦ ને શહીદ કરાવવાના સબબથી કાફર થઇ શકતો નથી, તો જો ઇમામે હુસયન અ૦ શહીદ થયા ન હોય તો યઝીદ માટે આ ફતવો શોધવાનું શું કારણ?

કિતાબે તારીખુલ ખોલફા—જે ખોલફાએ ઇસ્લામની તારીખમાં પ્રખ્યાત કિતાબ છે અને તે સનદવાળી હોવાનો કોઇ પણ મુસલમાન ઇનકાર કરી શકતો નથી. અને જે અલ્લામા સિયુતીની લખેલી છે. તેમાં ૧૪૦ મા પાનાથી ૧૪૧ પાનાની આખરી સુધી ઇમામે હુસયન અ૦ ની શહાદતનો અહવાલ લખ્યો છે.

તારીખુલ ખોલફા દીલ્લીમાં મુજતબાઇ પ્રેસમાં છપાએલી પૃષ્ઠ ૧૪૦ થી ૧૪૧—માં લખ્યું છે કે—જ્યારે મોઆવીયા મરણ પામ્યો તો તે (યઝીદ)ની બૈઅત લેવા માટે એક માણસને મોકલ્યો, તો હઝરતે હુસયન અ૦ અને ઇબ્ને ઝોબૈરે બૈઅત કરવાનો ઇન્કાર કર્યો. અને કુફાવાળા મઆવિયાના વખતથી હઝરતે ઇમામે હુસયન અ૦ ને લખતા હતા કે તમે આવો, પરંતુ હઝરતે ઇમામે હુસયન અ૦ ઇન્કાર કરતા હતા. જ્યારે લોકોએ યઝીદની બયઅત કરી લીધી તો આપ એજ હાલતમાં ગમગીન બેઠા, કદી તો તેમની પાસે જવાનો વિચાર કરતા હતા અને કદી ત્યાંજ રહેવાનો વિચાર કરતા હતા, પછી ઇબ્ને ઝોબૈરે તે હઝરતને ચઢાઇ કરવાની સલાહ આપી. અને અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ કહેતા રહયા કે તેમ ન કરો, અને ઇબ્ને ઉમર કહેતા રહયા કે ચડાઇ ન કરો કેમકે અલ્લાહ તઆલાએ હઝરતે રસુલેખુદાસ૦ ને દુન્યા અથવા આખેરત એ બન્નેમાંથી એક પસંદ કરી લેવાનો અધીકાર આપ્યો હતો તો આપે આખેરતને સ્વીકારી હતી. તો

તમે પણ તેમનાજ ફરઝંદ છો અને તમે દુન્યાને પાંમશો નહીં. પછી વોદાઅ થયા. ઇબ્ને ઉમર કહેતા હતા કે હઝરતે હુસયન અ૦ ચઢાઇ કરવા સબંધે આપણા ઉપર જીત મેળવી ગયા, મ્હારી જીંદગીની કસમ તેઓએ પોતાના ભાઇ અને પિતાના અહવાલથી ઇબરત (ચેતવણી) પ્રાપ્ત કીધી છે. આ વિશે જાબીર બીન અબ્દુલ્લાહ અને અબુસઇદ અને અબુવાકિદ લયસી વીગેરે વિગેરે જણાઓએ હઝરતને ઘણા સમજાવ્યા પણ આપે કોઇનું કહેવું માન્યું નહીં અને એરાકની તરફ જવાનો નિશ્ચય કીધો, તો ઇબ્ને અબ્બાસે તેમને કહ્યું કે મને એમ લાગે છે કે આપ આપની ઔરતો અને બચ્ચાઓની સામે કતલ થશો જેમકે ઉસ્માન કતલ થયા, જ્યારે આપ ન માન્યા ત્યારે ઇબ્ને અબ્બાસ રડવા લાગ્યા અને બોલ્યા કે ઝોબૈરની આંખો ઠંડી થઈ. અને જ્યારે ઇબ્ને અબ્બાસે અબદુલ્લાહ બિન ઝોબૈરને જોયો તો બોલ્યા કે તમને જે વખત પસંદ હતો તે વખત આવી પહોચ્યો હુસયન હવે જાય છે અને તમને હીજાઝની સાથે મુકે છે. પછી દ્રષ્ટાંત ગાટે આ શેઅર પડયા જેનો ભાવાર્થ એ છે .હે ! વિશાળ પાણી અને ઘાંસથી ભરપુર જગ્યામાં રહેનાર ચંડોળ હવે ત્હારા માટે મૈદાન ખાલી છે, ઇંડાં બચ્ચાં આપ અને સીસોડી વગાડ જેટલા દાણા વીણી શકાય એટલા વીણ. અને એરાકવાળાઓએ હઝરતે હુસયન અ૦ ની પાસે એલચી મોકલ્યા અને કાગળો મોકલ્યાં અને તે હઝરતને પોતાની તરફ બોલાવી લીધા. પછી તે હઝરત ઝીલહજના દસ દીવસોમાં પોતાની અહલેબૈતના બાલ બચ્ચાં મરદો અને ઔરતો સહીત એરાકની તરફ રવાના થયા. યઝીદે એરાકના હાકિમ ઓબયદુલ્લાહ બિન ઝયાદને પત્ર લખ્યો કે હુસયન અ૦ ની સાથે લડાઈ

કર, જે ઉપરથી તેણે ઉમર બીન સઆદ ઇબ્ને અબી વકાસ (સહાબીએ રસુલનો દીકરો) ની સરદારી હેઠળ ચાર હઝાર માણુસોનું લશ્કર મોકલ્યું, કુફા વાશીયોએ તે હઝરતની પોતાના નિયમ પ્રમાણે ગદર કીધાં નહીં, અને જેવી રીતે તેઓ તે હઝરતના પીતાશ્રીની સાથે વરત્યા હતા તેવી રીતે હઝરતે ઇમામે હુસયન અ૦ ની સાથે વરત્યા. જયારે તેઓના હથીયારોએ તે હઝરતને ઘેરી લીધા ત્યારે તે હઝરતે તેમની પાસે ત્રણ બાબતોની માંગણી કીધી. ૧—**હીદાયત**, ૨—**યઝીદની પાસે જવું, ૩—ઘેર પાછા જવું.** પરંતુ યઝીદી ફોજે તે હઝરતની ઉપલી ત્રણ શરતોમાંની એકે માન્ય રાખી નહીં અને કતલ કરવા તત્પર થયા. પછી તે હઝરતને કતલ કરવામાં આવ્યા, અને આપનુ સર મુબારક એક થાળીમાં મુકી લાવવામાં આવ્યું, અને ઇબ્ને ઝિયાદની સામે મુકવામાં આવ્યું. ખુદા તેમના કાતીલો ઉપર અને યઝીદ અને ઝીયાદપર લઅન કરે. આપ કરબલામાં શહાદત પામ્યા. અને આપ કતલ થવાનો અહવાલ ઘણો લાંબો છે, તેનું (કરૂણામય) વર્ણન કરવાની મનને શકતી નથી. **ફઇન્ના લિલ્લાહે વઇન્ના એલયહે રાજેઉન.** અને આપની સાથે આપની અહલેબૈત માંથી સોળ માણુસો શહીદ થયા, અને જયારે હુસયન અ૦ શહીદ થયા ત્યારે સાત દહાડા સુધી દુન્યાની સ્થીતિ એવી રહી કે દીવાલો ઉપર તડકો કેસરના રંગની ચાદર જેવો દેખાતો હતો અને તારાઓ એક બીજાની સાથે અથડાતા હતા, અને આપની શહાદત દશમી તારીખે થઇ.

ત્યાર પછી હઝરતે ઇમામે હુસયન અ૦ ની શહાદત ઉપર જે જે ચીન્હો અને નીશાનીયો પ્રગટ થઇ તે તે અસ્લામાં લિખેલી

લખેલ છે, અને તીરમીઝીમાં ઉમ્મે સલમા ર૦ નું જે સ્વપ્નું લખેલું છે તે પણ તેઓએ લખ્યું છે અને ઇબ્ને અબ્બાસે મસજીદમાં બપોરના વખતે જે સ્વપ્નું જોયું હતું તે પણ લખેલ છે. અને હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતના કારણથી જીન્નાતોએ રડવું અને માતમ કરવું એજ તારીખુલખોલફાના ૧૪૧ મા પ્રષ્ઠમાં લખેલ છે.

**શરહે અકાયદે નસફી**—આ કીતાબ પણ અહલે સુન્નત જમાઅતના ઓલમાઓની પાસે ઘણી મોઅતબર છે આ કીતાબમાં અહલે સુન્નત જમાઅતના ઉસુલેદીન અને અકાયદ તફસીલવાર લખ્યાં છે આજ સુધિ દુન્યામાં કોઇ એવું થયું નથી કે જેણે એમ કહ્યું હોય કે તે કીતાબ અલ્લામા નસફીની નથી તે કિતાબમાં પણ હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતનું વર્ણન લખેલું છે—સત્ય એ છે કે યઝીદનું હઝરતે ઇમામે હુસયન અ૦ને કતલ કરાવવું અને હઝરતની શહાદતથી ખુશ થવું, અને તેણે અહલેબૈત રસુલનું અપમાન કરવું મશહુર અને માઅરૂફ સર્વે ઇસલામીઓ પાસે સુર્ય કરતા વધારે રોશન છે, હા મતભેદ છે તે કોઇ કોઇ બનાવની તફસીલમાં છે બાકી શહાદતમાં તો લગારે શક જેવું છેજ નહીં.

તો અમે યઝીદ વિશે કાંઇ શક રાખતા નથી બલકે અમને તેના ઇમાનમાં શક છે એટલે તે બેઇમાન હતો તેના ઉપર અને તેના અનસારો અને મદદગારો ઉપર અલ્લાહ લઅનત કરે.

ઉપલી ઇબારતથી સ્પષ્ટ રીતે સાબીત થાય છે કે યઝીદે ઇમામે હુસયન અ૦ને શહીદ કીધાં એટલે લશ્કર મોકલીને કતલ કરાવ્યાં અને અહલેબૈતે રસુલ સ૦નું અપમાન કીધું જેનો મિરઝા હૈરતે ઇન્કાર કર્યો છે. અને ઉપલી ઇબારતથી એ પણ સ્પષ્ટ રીતે

જાહેર થયું કે યઝીદ ઇમામે હુસયન અ૦ની શહાદતથી ખુશ થયો તેથી મલઉન છે, અને ઉપલી ઇબારતથી એ પણ જણાયું કે શહાદતનો બનાવ મોતવાતેરાતથી છે જો કે આ બનાવની પેટા ભાગની બાબતમાં મતભેદ છે પરંતુ તેના કારણથી મુળ બનાવનો ઇનકાર થઇ શકતો નથી કેમકે તે બનાવ અદ્યાપીલગી અનુક્રમે કોઇ પણ પ્રકારના ભંગ વિના આપણી સુધી ઉતરી આવ્યો છે.

**તારીખે બેલાદરી સફ્હા ૪૬૨**—માં લખ્યું છે કે જ્યારે જબીહે ખુદા ઇમામે હુસયન અ૦ શહીદ થઇ ચુકયાં ત્યારે અબ્દુલ્લાહ બિન ઉમરે યઝીદ બિન મઆવિયાને પત્ર લખ્યો—અમ્મા બાઅદ આ મુસીબત ઘણી મોહટી અને સખત મુસીબત છે અને ઇસ્લામમાં આ ઘણો મોહટો બનાવ બન્યો છે અને ઇમામે હુસયન અ૦ની કતલ જેવો બીજો એકે દીવસ નથી.

**ઉપરાંત શરહે ફિકહે અકબર**—તારિખે હયાતુલ અઅયાન ઇબ્ને ખલકાન તારીખે અબુલ ફીદા હયાતુલ હયવાન દમીરી વીગેરેમાં હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતનું વર્ણન છે.

**તારીખે અઅસમે કુફી**—જે ઘણી પ્રખ્યાત છે અને જેનો તરજુમો ફારસી ભાષામાં છપાએલો છે—તેના ૨૪૭ થી ૨૪૮ સુધીમાં ઇમામે હુસયન અ૦ની શહાદતને ઘણીજ તફસીલવાર લખેલ છે તેની ઇબારત અહીં લખતાં લંબાણ થવાથી ન લખતાં કહેવાનું કે જે સાહેબને તપાસ કરવાનો વિચાર હોય તે તેમાં વાંચીલે.

**મકતલે નુરૂલ અયન ફી મશહદે હુસયન**—રચેલી અલ્લામા અબુઇસહાક ઇસફરાઇની—જેઓ અહલે સુન્નત વલ જમાઅતના કામેલીન ઉલમાઓમાંથી છે અને જેઓની ઘણી તારીફ

ઇબ્ને ખલકાને પોતાની તારીખ દફયાતુલ અઅયાનની પહેલી જીલ્દ-માં લખેલી છે.

કે અબુઈસહાક ઇબરાહીમ બીન મોહમ્મદ બીન ઇબરાહીમ બીન મહરાન લકબ રૂકનુદ્દીન ફકીહ શાફેઇ મુતકલ્લીમ હતા તેઓ વીશે હાકીમ અબુ અબદુલ્લાહે ઝીકર કરેલ છે અને કહેલ છે કે તેઓથી નયશાપુરના તમામ શોયુખે ઇલમે કલામ અને ઇલ્મે ઉસુલ હાસીલ કરેલ છે, અને ઇરાક અને ખુરાસાન વાળાઓએ તેઓના ઇલમનો ઈકરાર કર્યો છે, તો તેઓએ એ આખી કીતાબ ઇમામે હુસયન અ૦ની શહાદતના વર્ણનથી ભરપુર કરી છે, તે મુળ અરબી ભાષામાં મુબાઇમાં છપાણી હતી અને તેનો ઉરદુ તરજુમો હીંદુસ્તા-નમાં બનારસમાં આવેલા અકસીરે અઅઝમ નામના છાપખાનામાં સ૦ હી૦ ૧૩૨૨ માં છપાએલો છે, આ મકતલના બે ભાગ પાડ-વામાં આવ્યા છે એક ભાગમાં માત્ર હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતનુંજ વર્ણન છે, અને બીજા ભાગમાં મુખ્તારે કીધેલાં યુદ્ધ અને હઝરતે ઇમામે હુસયન અ૦ના ખુનનો બદલો લીધો તેનું વર્ણન છે.

મકતલે અબુલ ફરહ ઇસ્પહાની જે અગની સાહેબનું લખેલું છે તેમાં પણ હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતનું વર્ણન વાંચવા જોગ છે.

તારીખેચીન*—મીસ્ટર જેમ્સ કાકરન સાહેબે પોતાની

*—આ ઉપરાંત Edward gibbon, અને Ockley, અને Price વિગેરે વિગેરે ઇગ્રેજોએ ઘણોજ સરસ શહાદતનો એહવાલ લખ્યો છે "મોઅમિન".

તારીખના બીજા ભાગમાં લખ્યું છે કે—'પૃથ્વી ઉપર શુરવિરતામાં રૂસ્તમનું નામ જગપ્રસિદ્ધ છે, તો પણ કેટલાક પુરૂષો એવા થઇ ગયા છે કે તેઓની બહાદુરી આગળ રૂસ્તમનું નામ લેવું પણ યોગ્ય નથી, શુરવિરતામાં પહેલો નંબર હઝરતે હુસેનનો છે કેમકે કરબલાના મેદાનમાં ગરમ લોહય જેવી તપતી રેતી ઉપર ત્રણ દીવસની ભુખ તરશ હોવા છતાં તેઓએ એવાં એવાં કામ કર્યાં છે કે તેઓની સરખામણીમાં રૂસ્તમનું નામ તેજ માણુસ લઇ શકે કે જે ઇતિહાસથી તદ્દન અજાણ્યો હોય, કોની કલમમાં એવું કૌવત છે કે તેઓનો જેવો જોઇએ તેવો અહવાલ લખી શકે? કોની જીભમાં એવું જોર છે કે ત્રીસ હજાર ખુંખ્વાર શત્રુઓના દળની આગળ હઝરતે ઇમામે હુસયન અને તેઓની સાથેના બોહતેર માણુસોએ બતાવેલી શુરવિરતાનું યથાસ્થિત વર્ણન કરી શકે? અને તેઓમાંના દરેકની શહાદત હીમ્મત ધીરજ અને બહાદુરીનું બરાબર બયાન આપી શકે? એવાં કયા માણુસોની કલ્પના શક્તિ તિવ્ર હશે કે જેઓ શું શું આફતો તે હઝરત ઉપર ગુજરી તેનો તર્ક માત્ર પણ કરી શકે? જ્યારથી કે સઅનદના છોકરા ઉમરે (યઝીદના સૈનાધિપતીએ) હઝરતને ૧૦૦૦૦ અસ્વારો વડે ઘેરી લીધાં ત્યારથી કે છેક હઝરતનું શીશ શરીરથી જુદુ થયું ત્યાં સુધી હઝરતે પોતાના આ કઠણ કાફર જેવા શત્રુઓનો મુકાબલો કર્યો પણ સત્યતાના મેદાનમાંથી પાછી પાની કીધી નહીં ચાર તરફ ચાર શત્રુ બનીને યઝીદની ૧૦૦૦૦ ફોજ ઉભી હતી કે જેમાંથી ચ ંટોળીયાની પેઠે તીરોનો વરસાદ વરસતો હતો, અને પાંચમો શત્રુ અરબસ્થાનનો તડકો હતો કે તેના જેવો તડકો બીજે કોઇ સ્થળે ભાગ્યેજ હોયછે, તે તડકાને બીજા કશાની ઉપમા નહીં આપતાં

લાકો એમજ કહી શકે છે કે અરબસ્થાનના તડકા જેવા અરબસ્થાનનોજ તડકો છે, અને દુશ્મન એ રેતનું મેદાન હતું જે તપતા સુર્યના તાપથી ધગધગી રહયું હતું. ખરૂં પુછો તો તેને દરિયાએ કહહાર ( Angry Ocean ) કહેવો જોઇએ અને તેના પરપોટા તે બની ફાતેમાના પગમાં ગરમીથી પડેલા ફોલ્લા ગણાવા જોઇએ, અને સર્વથી વધારે કુર અને અધીક શત્રુ તે ભુખ અને તરશ હતાં કે જેમની આગળ મજબુત માણુસ અને ખરા શુરવીર પુરૂષો પણ શેહ ખાઇ જાય છે, ભુખ અને તરશથી તે સાહેબોની જીભો ફાટી જતી હતી, છતાં તેઓએ આવાં રણુસંગ્રામમાં હજારો બેદીનોનો મુકાબલો કર્યો હતો ખરી શુરવીરતા તો તેઓનુંજ નામ, રૂસ્તમની બહાદુરીની તેઓની આગળ વિસાદજ નથી.

અર્થાંત—આવી રીતે આ વિશેના હઝારો લાખો પુસ્તકો ભર્યાં પડયાં છે. પરંતુ કોઇ માણુસ આંખો બંધ કરી જેમ આવે તેમ લખે તેથી શું થાય છે? સુર્યની સામે જે ધુળ નાંખવાના પ્રયત્નો કરે છે તેનીજ આંખમાં ધુળ પડે છે.

વાંચકો—મીરઝા હૈરત ઇમામ હુસયન અ૦ ની શહાદતનો ઇન્કાર કરે છે અને કહે કે શહાદત થઇ નથી તો તે ઇનકાર કરનારના સબબથી તેઓને ઘણી અડચણો આવશે જેમકે—

૧—શહાદતનો ઇનકાર કરવાથી હઝરતે રસુલેખુદા સ૦ને જુઠા માન્યા એમ ઠરે છે, કેમકે તે હઝરત તે વિશે ઘણી ભવિષ્ય વાણીયો ભાખી ગયા છે જેમકે આગળ વાંચી ગયા.

૨—શહાદતનો ઇનકાર કરવાથી હઝરતે અલીઇબ્ને અબીતાલીબ અ૦. ને જુઠા માન્યા એમ ઠરે છે, કેમકે તે હઝરત પણ તે વિશે ભવિષ્ય વાણી ભાખી ગયા છે.

૩—ઇમામ બુખારી સાહેબ જુઠા ઠરે છે, કેમકે તેઓએ પોતાની કીતાબમાં તે વિશે ઘણું કાંઇ લખ્યું છે.

૪—તીરમીજી સાહેબનું જુઠા હોવું ઠરે છે. કેમકે તેઓએ પણ તે વિશે ઘણું લખ્યું છે. તીરમીઝી સાહેબના જુઠા હોવા કરતાં મીરઝા હૈરત જુઠા હોવા એ વધારે સહેલ છે. જો તીરમીઝી સાહેબને જુઠા માનવામાં આવે તો. તેમણે પોતાની કીતાબમાં જે કાંઇ લખ્યું છે તે બધું જુઠું માનવુ પડશે, પરંતુ ખરેખર કોઇ મુસલમાન તેમને કિંવા બુખારી સાહેબને જુઠા કહેવાની હિમ્મત ધરી શકશે નહીં, એતો મીરઝા સાહેબજ એવા મુસલમાન છે કે જાણીજોઇને તેમની વાતને માનતા નથી.

૫—અલ્લામા ઇબ્ને હજરમકી, અલ્લામાંસીયુતી અલ્લામા નસરી. અલ્લામા બયઝાવી વીગેરે સર્વે કે જેઓએ શહાદતને વર્ણવેલ છે જુઠાં ઠરશે.

૬—મીરઝા સાહેબ શહાદતનો ઇનકાર કરે છે તો મીરઝાને ખરા ગણીએ તો દુન્યામાંના તમામ તવારીખો લખનાર જેમકે આ સમે કુરી ઇબ્ને ખલકાન ઇબ્ને ખલદુન વી૦ સર્વેને ઝુઠા ઠેરાવવા પડશે.

૭—ઇમામ શાફઇસાહેબનું જુઠા હોવું સાબીત ઠરશે, જેઓએ હઝરતે ઇમામે હુસયન અ૦ ની શહાદત અને મુસીબતનો મરસીયો કાવ્યમાં લખેલ છે, તે મરસીયાને **હાફીજ જમાલુદ્દીન ઝેરન્દી મદનીએ** પોતાની કીતાબ "મેઅરાજુલવુસુલ"માં લખેલ છે,

હઝરતે ઇમામે હુસયન અ૦ ની શહાદત વિશે 'ઇબ્નેઅબુહબારીયાએ' અશઆર લખ્યાંછે. જેને અલ્લામા સીબ્ત ઇબ્ને ઝવજીએ "તઝકેરાએ ખવાસુલ ઉમ્મા"માં દરજ કરેલ છે, અને તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

"હે ! એ હુસયન ! કે જેના નાનાને હીદાયત (ઉપદેશ) માટે (ખુદા તરફથી) મબઊશ કરવામાં આવ્યાં હતાં, હું એવા સોગન ખાં- ઊં છું કે જેનો હકતઆલા સવાલ કરશે. જો હું કરબલામાં હાજર હોત તો આપ ઉપર પડેલાં સંકટો દુર કરવાનાં ઘણાંજ અત્યંત પ્ર- યત્નો કરત." અલ્લામા સીબ્ત ઇબ્ને જવઝી ફરમાવે છે તે રાત્રીએ જ્યારે તે સુઇ રહયો ત્યારે તેણે સ્વપ્નામાં હઝરતે રસુલે ખુદા સ૦ ને દીઠા, તેઓએ ફરમાવ્યું કે ખુદા તને નેકી આપે, તને ખુશખબરી આપું છું કે અલ્લાહ તઆલાએ તને એ લોકોમાં લખી દીધો કે જેઓએ હઝરતે હુસયન અ૦ ઉપર પોતાના પ્રાણ અર્પણ કીધા અને તેમની રૂબરૂ યઝીદીઓની સાથે લડયા.

ઉપરાંત કોઇ કોઇ બાબતની સાબેતી માટે એ અશઆર (કાવ્ય) કે જે મરસીયા અથવા મદેહ તરીકે કહેવામાં આવ્યા હોય, અને તે ખરા હોવાની ખાત્રી મોઅતબર તવારીખોથી થતી હોય તો તે પણ બસ છે, તો આ જગ્યોએ મીરઝા હૈરત સાહેબનું એ મરસીયાઓ તરફ ધ્યાન ખેંચું છું કે જે હી૦ સન ૬૧ થી હી૦ સન ૧૩૨૭ સુધી સુન્ની અને શીઆહ બન્નેએ કહયા છે, અને એ મરસીયા કહેનારા સાહેબોના અહવાલથી વાકેફ થવા પણ ભલામણ કરૂં છું, અને અ- ગર એના બયાનથી લંબાણ થવાનો ખૌફ નહતે તો આ વખતથી તે વખત સુધીના હઝારો શેર પેશ કરતે, તેથી તે બયાન તરક કરી ફકત સુન્નત જમાતનીજ તવારીખ અને મકાતીલની કીતાબો તરફ મીરઝા હૈરત સાહેબને હીદાયત કરૂં છું, મીરઝા હૈરત એમ ધારતા હતા હશે કે શીઆઓની પાસે "સિરરૂશશહાદતેન" વિના બીજી કોઇ એવી કી- તાબ નથી કે જેથી તેઓ ઇમામે હુસયન અ૦ ની શહાદત સાબીત

કરી શકે; તેથી તેઓએ એમ પોતાના ગેઝેટમાં ચીતરી માર્યું કે સિર-રૂશ્શહાદતૈન મવલાના શાહ અબ્દુલ્લ અઝીઝ દેહલવીની લખેલી નથી પરંતુ કોઈ ગાલી શીઆની લખેલી છે. લ્યો મીરઝાસાહેબ હવે તો ઇમામ બુખારી તીરમીઝી સાહેબ અબુદાઉદ સાહેબ અલ્લામા ઇબ્ને હજરમકી સાહેબ અલ્લામા સિયુતી અલ્લામા સિબ્ત ઇબ્ને જવઝી વો૦ વી૦ વી૦ સર્વેને ગાલી શીઆ કહેશો! અને ખરી વાત એ છે કે તેઓમાંનું કોઇ શીઆ હતું નહીં. જાહેરમાં સર્વે મુસલમાન "ગાલી શીઆ"ને કાફર ગણે છે, તો મિરઝા હૈરત સાહેબે માત્ર સીરરૂશ્શહાદતૈનના લખનારાઓને ગલીશીઆ કહી કાફર બનાવ્યા તેમ નથી, પરંતુ ઇસ્લામના નામાંકિત મોહટા મોહટા ઉલમાઓ જેવા કે ઇમામ બુખારી ઇત્યાદી ઉપર હાથ સાફ કર્યો, વાંચકો ઇસ્લામીયો માટે આથી વધારે મુસીબતનો વખત કોઇ આવ્યો હતો નહીં કે જેમાં સઘળા હદીસો લખનારા, તફસીરો લખનારા, તારીખ લખનારા, સીયર લખનારા, ઇત્યાદી ઉલમા જુઠાં ગણાયાં હોય, માત્ર મીરઝાજ સાચા છે બાકી બીજા બધાં ભુતકાળના તથા વર્તમાન કાળના તેમના કહેવા પ્રમાણે જુઠા છે, અને ખરી વાત એ છે કે મીરઝા હૈરત તે ઉલુલ્લ અઝમ ઉલમાઓની સામે કાંઇ પણ નથી. ઇસ્લામીયો જો મિરઝાની આવી તદન ખોટી વાત વધારે સમય હયાતીમાં રહી તો ખાત્રીપુર્વક જાણજો કે ઇસ્લામ અને ઇસ્લામીયોની સ્થીતી ઘણી નાજુક આવી પડશે, જેને અસંખ્ય વર્ષો પણ મજબુત કરી શકશે નહીં. શાએરે કેવો સુંદર શેઅર કહયો છે—

**મનઅઝ બેગાનમાં હરગીઝ ન નાલમ*<br>કે બામન આંચે કર્દ આં આશના કર્દ***

સારાંશ—હું પારકા માણસોની ફરીયાદ કરતો નથી, પરંતુ મ્હારી સાથે જે કાંઇ કર્યું છે તે મ્હારા આશનાએ કીધું છે.

જેવી રીતે મિરઝા કાયદયાનીએ કુરઆન અને હદીસના વર્ણન વિરૂધ હઝરતે ઇસા અ૦ને આસમાન ઉપર નહીં ગએલાં માની તેઓને કાશમીરમાં દફન થએલાં જાહેર કીધાં છે તેવી રીતે મીરઝા હૈરત ઇમામે હુસયન અ૦ની શહાદતનો ઇન્કાર કરી કરબલાને બદલે "કોન્સ્ટેન્ટી નોપલ" (ઇસતમબોલ)માં તેમને દફન થએલાં જણાવે છે આ મિરઝાઓએ ધધા તો ઠીક માંડયા છે હુ ધારૂં છું કે જેવી રીતે મીરઝા કાદયાનીએ મેહદી અને ઇસા હોવાનો દાવો કર્યો છે તેમ આ મિરઝા હૈરત પણ થોડા વખતમાં હુસેન હોવાનો અથવા મહેદી હોવાનો દાવો કરે તો નવાઇ નહી.

મિરઝા સાહેબ કહે છે કે શીઆઓની કીતાબો પણ શહાદતનો ઇન્કાર કરે છે. મિરઝા સાહેબનું આમ કહેવું કોઇ માણસ દીવસને રાત અને રાતને દીવસ કહે તે સમાન છે. મીરઝા હૈરતે આવી બાબત શા આધારે મુખ બહાર કાઢી હશે તે સમજાતું નથી. શું મીરઝા એમ સમજે છે કે તેઓ એકલાંજ સમજણવાળાં છે અને બીજાં કાંઇ સમજતાં નથી? તેઓ જે લખશે તે બીજાં બધાં માની લેશે? ખરેખર તેઓ પોતાને મોહટાં તહકીક કરનારા કહે છે પણ ખરૂં જોતાં મીરઝા સાહેબને એટલું ઇલ્મ અને એટલી કાબેલીયત નથી કે તેઓ ઉલમાઓના લખેલાં પુસ્તકોને સમજી શકે તેઓ બગારે અરબી બાષા જાણતા નથી, તેઓ ઉલમાઓના વર્ણનને સમજી શકતા નથી, તેઓ પોતાના તા૦ ૨૩ સપ્ટેમ્બરના કરઝન ગેઝેટમાં મોટા દાવાની સાથે લખે છે કે "શેખ મુફીદ" પોતાના બયાનમાં લખ્યું છે કે હઝરતે ઇમામે હુસયન અ૦મે પોતાની શહા-

દત વિશે લાઈલ્મી (નહીં જાણવું) જાહેર કીધીછે, અને "એહારના" દસમી જીલ્દમાં હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત નથી થઇ એમ લખેલ છે.

વાંચકો હવે હું મિરઝા હૈરત જનાબે શેખ મુફીદની ઇબારતને કેટલે દરજ્જે સમજી શકયાં છે તે બતાવી આપુછું અને તેની ઇબારત સમજવામાં કેટલી ભુલ કીધી છે, અને બેહારની દસમી જીલદમાં શહાદત નથી એમ કહેવામાં કેટલી ખયનત કરી છે અને આમ નેને ભરમાવવાનાં કેટલાં પ્રયત્નો કર્યા છે તે જાહેર કરી દેખાડુ છું, જે ઉપરથી મીરઝા હૈરતનું સભ્યતાથી દુર હોવું જણાઇ આવશે.

મિરઝા હૈરતે પોતાના ગેઝેટમાં શેખ મુફીદ અ૦ની જે ઇબારત લખી હતી અને જેનો તેઓએ મતલબ સમજયાવિના ઉંધો સારાંશ બતાવ્યો હતો તે નીચે લખી જણાવું છું.

"સવાલ" એ છે કે જ્યારે હઝરતે ઇમામે હુસયન અ૦ જાણતા હતા કે અહલે કુફા મદદ નહીં કરે અને તેઓને એજ સફરમાં કતલ કરવામાં આવશે ત્યારે તેઓ કેમ કુફાની તરફ ગયા, અને જ્યારે તેઓને એ બાબતની ખબર પડીકે પાણી બંધ કરવામાં આવ્યું છે ત્યારે તેઓએ કેમ જમીનને ખોદીને પાણી કાઢયું નહીં? જો તેઓ એક હાથ ઉંડો ખાડો ખોદતતો પાણી નીકળત છતાં તેઓએ કેમ પાણી ન કાઢયું અને તરસ્યાજ શહીદ થયા.

શેખ મુફીદ અ૦ને પુછવામાં આવેલા આ સવાલથી કેટલીક નીચલી બાબતો નીકળે છે જે મીરઝાની વીરૂધ અમારા શહાદત સાબીત કરવાના હેતુને વધારે પુષ્ટી આપે છે, જો મિરઝા હૈરતમાં લગારપણ ઇલ્મ હોત તો આવી ભુલ કરત નહીં

૧—સવાલ પુછનારાને ખાત્રી હતી કે હઝરતે ઇમામે હુસયન અ૦ કુફા તરફ ગયા

૨—હઝરતે ઇમામે હુસયન અ૦ જાણુતા હતા કે કુફાવાશીયો તેમની મદદ કરશે નહીં.

૩—હઝરતે ઇમામે હુસયન અ૦ જાણુતા હતા કે તેઓને કતલ કરવામાં આવશે.

૪—તે હઝરતનું પાણી બંધ કરવામાં આવ્યું.

૫—પાણી બધ હોવા છતાં તે હઝરતે ખાડો ખોદયો નહીં અને પાણી કાઢયું નહીં.

૬—તરસ્યાજ શહીદ થયા અથવા બીજા શબ્દોમાં કહીયે તો તરશનીજ સ્થીતિમાંજ પ્રાણ આપ્યો.

આ—છ—બાબતો ઉપર સવાલ કરનારને પુરૂ યકીન હતું, પરંતુ તેને એવી શંકા હતી કે હઝરતે હુસયન અ૦ ઇમામ હતા અને જાણુતા હતા છતાં તેઓએ આમ કેમ કર્યું?

આ સવાલ ઉપરથી એટલું તો સ્પષ્ટ રીતે સિદ્ધ થઇ ગયું છે તે સફરમાં ઇમામે હુસયન અ૦ શહીદ થયાં એમ ન નીકળ્યું કે તેઓ કોન્સ્ટન્ટીનોપલ વી૦ નાશી ગયા જે આ બાબત તેના સ્વપ્નામાં પણ હોત તો સવાલ કરનારો તે વિશે પણ સવાલ પુછયા વિના રહત નહીં, અહીંયા પણ આ સવાલથી પણ ઇમામે હુસૈન અ૦ની શહાદત વધારે સાબીત થાય છે.

આનો જવાબ છે તેનો તમામ તરજુમો ગુજરાતીમાં જરૂરત ન હોવાથી ટુંકમાં એકે અમર એ બાબત ઇમામે હુસૈન અ૦ જાણુ-તા પણ હતા છતાં કુફે કેમ ગયા વી૦ તો તેનો જવાબ એજ આપી-

શું કે જે હ૦ અલી અ૦ પોતાની શહાદતની ઘડી અને કાતીલને પણ જાણતા હતા છતાં સમજીદમાં કેમ ગયા? વીં૦ ઉપલા સવાલોમાંથી જનાબે શેખે માત્ર નંબર ૧ લાના સવાલનો અને નંબર ૫ માના સવાલનો જવાબ આપેલ છે અને બાકીના સવાલો માન્ય રાખ્યા છે એટલે હઝરતે ઇમામે હુસયન અ૦નું તે સફરમાં શહીદ થવાનું યકીન હોવું આપનું પ્યાસા શહીદ થવું આપ પર પાણી બધ થવું એ સર્વે માન્ય રખાએલું છે છતાં મિરઝા સાહેબ શા આધારે સમજે છે કે હઝરતે ઇમામે હુસયન અ૦ને પોતાની શહાદતનું ઇલ્મ નહોતું, વાંચકો જોયું મિરઝા હૈરત સાહેબ ઇબારતોને કેવી સારી પેઠે સમજે છે?

વાંચકો હવે તમે સમજી ગયા હશો કે મિરઝા સાહેબે શેખ મુફીદ અ૦ની ઇબારતથી જે પરિણામ કાઢયું છે તે તદ્દન જુદુ છે.

હવે બીજી બાબત તરફ લક્ષ દો! મિરઝા કહેછે કે શીઆઓની કિતાબ "બેહારૂલ અનવાર"માંથી એમ નીકળે છે કે હઝરતે ઇમામે હુસયન અ૦ શહીદ થયા નથી અને પોતાના એમ કહેવાની પુષ્ટી માટે બેહારૂલ અનવાર પષ્ઠ ૧૬૨ની ઇબારત લખે છે તેનો હું તરજુમો વાંચકો સમક્ષ રજુ કરીશ પરંતુ મ્હારે કહેવું જોઇએ કે બેહારની ઇબારત પોતાના ગેઝેટમાં છાપતાં તેઓએ એક મહા મોહટી ખયાનત કીધી છે જેવી રીતે કોઇ માણુસ કહે કે કુરઆનમાં નમાઝ પઢવાની મનાઇ છે અને પોતાના કહેવાની દલીલમાં કુરઆનના એ શબ્દો કહે કે ખુદા ફરમાવે છે "લા તકરબુસ્સલાત" એટલે નમાઝની નજીક જાઓ નહીં મતલબ એ કે નમાઝ પડો નહીં, અને તે પછીના શબ્દો "વઅંન્તુમ સોકારા" એટલે જ્યારે

તમો નશાની હાલતમાં હો, તો પહેલા શબ્દો કહીને ચુપ રહે અને પાછલાં શબ્દો ન કહે તે ગમીરઝા હૈરત સાહેબે પોતાના કરઝન ગેઝેટમાં બેહારનો અધુરી ઇબારત આગલા પાછલા વાકય ઉડાવીને છાપી છે

અને એમ સમજયા હશે કે કરઝન ગેઝેટ વાંચનારા પાસે કયાંથી બેહારૂલ અનવાર હશે, અને એ મોટી અરબી કીતાબ કોણ શોધીને જોવા જાય છે હું લખીશ તે ખરૂમાની એમ સમજશે કે શીઆહની આવી બારે કીતાબમાં પણ ઇમામે હુસેન અ૦ની શહાદતનો ઇનકાર છે, પણ એમ સમજયા નહીં કે ચોરી ચાર દાડા અને તે છ દાડા એવી બાબતો છુપી રહી શકજ નહીં, કોઇ પણ ખુદાનો બંદો એવી વાતોને ખુલ્લી કરનાર નીકળી આવે, હવે ખરી હકીકત સાંભળો કે—

બેહારૂલ અનવાર જીલ્દ ૧૦મીમાં અલ્લામા મજલિસી અ૦ ૨૦ બીજા ઘણા બાબો લખ્યા છે, તેની સાથે એક બાબ એ વિશે લખ્યો છે કે હઝરતે ઇમામે હુસયન અ૦ની મુસીબત તે અઅઝમે મુસીબત (મહા મોટ્ટી મુસીબત)છે, અને જેઓ શહાદતનો ઇન્કાર કરે છે તેઓ મલઉન છે. જેમકે અસલ હદીસનો તરજુમો નીચે પ્રમાણે છે.

તમીમકરશીએ પોતાના બાપથી, તેણે અહમદ બિન અલી અનસારીથી તેણે હરવીથી રિવાયત કીધી છે કે–તે કહે છે કે મેં હઝરતે ઇમામે રઝા અ૦ને અરઝ કીધી કે કુફાની આસપાસ કેટલાંક લોકો રહે છે જેઓ એવો દાવો કરે છે કે હઝરતે રસુલેખુદાસ૦ થી નમાઝમા ભુલ (સહવ) થઇ નથી તો આપે ફરમાવ્યું તેઓ જુઠા છે ખુદા તેઓ ઉપર લઅનત કરે. ખરેખર જેનાથી ભુલ થઇ શકતી

નથી તે અલ્લાહ તઆલા છે જેના શીવાય કોઇ મઅબુદ નથી. હરવી કહે છે—મેં કહ્યું તેઓમાંથીજ (કુફાની આસપાસ વાળાઓમાંથીજ) કેટલાંક લોકો એવાં છે કે જેઓ એમ કહે છે કે હુસયન બિન અલી અ૦ કતલ થયા નથી અને તે હઝરત (ઇમામ અ૦નું) રૂપ હન્ઝલા બિન સઅદશામી ઉપર નાખવામાં આવ્યું અને તે હઝરત (ઇમામ હુસયન અ૦) ને આકાશ ઉપર ઉપાડી લેવામાં આવ્યા, જેમકે ઇસા બિન મરયમને આકાશ ઉપર ઉપાડી લેવામાં આવ્યા અને તેઓ આ આયતને દલીલ રૂપે લાવે છે (તરજુમો)—"અલ્લાહ" તઆલાએ કાફેરોને મોઅમેનીન ઉપર રસ્તો આપ્યો નથી, આ સાંભળીને હઝરતે ઇમામે રઝા અ૦ ફરમાવ્યું તેઓ જુઠા છે અને તેઓ ઉપર ખુદાનો ગઝબ અને લઅનત છે અને તેઓ કાફર થઇ ગયા, કેમકે તેઓએ અલ્લાહના નબીને જુઠલાવ્યા હઝરતે નબી સ૦ હઝરતે હુસયન અ૦ વીશે ખબર આપી હતી કે તેઓ નજીક છે કે કતલ થશે એટલે શહીદ થશે ખુદાની કસમ હુસયન કતલ થયા અને એ લોકો પણ કતલ થયા જેઓ હુસયન અ૦થી બેહતર હતા એટલે હઝરતે અલી ઇબ્ને અબીતાલીબ અ૦ અને હસન બિન અલી અ૦ અને અમારામાંના સર્વેને (એટલે સર્વે અઇમ્માને) કતલ કરવામાં આવશે, અને ખુદાની કસમ હું પણ જ.રૂર. ઝેરથી એક ધોખાવાળા કાતિલના હાથ વડે કતલ થઇશ જે દગો કરી કતલ કરશે, હું આ વાતને એ અહદે મઅલૂમના કારણથી જાણું છું જે રસુલે ખુદાસ૦થી પહોંચેલ છે અને તેમને ખુદાએ તઆલા તરફથી જીબરઇલે ખબર આપી હતી, પરંતુ અલ્લાહ તઆલાનો એ કૌલ કે "અલ્લાહ તઆલાએ કફેરોને મોઅમેનીન ઉપર રસ્તો આપ્યો નથી"

તેના અર્થ એમ છે કે "અલ્લાહ તઆલાએ કાફેરોને મોઅમેનીન ઉપર હુજ્જતનો રસ્તો આપ્યો નથી, અને બેશક અલ્લાહ તઆલાએ ખબર આપી છે કે (આગલા) અંબીયાઓને કાફેરોએ કતલ કર્યા અને જો કે તેઓએ અબીયાઓને કતલ કર્યા છતાં અલ્લાહે તેઓ ઉપર કાફેરોને હુજ્જતની રાહે મોકો આપ્યો નથી એટલે કાફેરો હુજ્જત (દલીલ)ની રૂએ ફતેહ પામ્યા નથી.

વાંચકો, દીઠું આ હદીસમાં મિરઝાએ કેવી ચાલકી કીધી હતી? શું તેમણે એમ કહેતાં કાંઇ વીચાર્યુ નહીં હોય કે શીઆઓની કીતાબમાં શહાદતનો ઇન્કાર છે આ હદીસથી તો ઉલટુ એમ નીકળ્યું કે જેઓ ઇમામ હુસેન અ૦ની શહાદતનો ઇન્કાર કરે તેઓ ઉપર ખુદાનો ગઝબ અને લાનત છે, ઇમામીયા ઇસ્ના અશરીયા ફિરકામાં અને તેમજ અહલે સુન્નત વલ જમાઅતના ફિરકામાંથી સન હી૦ ૬૧થી અદ્યાપીલગી કોઇ શહાદતનો મુનકિર પૈદા થયો નથી કેમકે તે એક સાચો બનાવ છે, સર્વે માનતા આવ્યા છે, માને છે અને ઇનશાઅલ્લાહ માનશે, મિરઝા સાહેબે આ આખી હદીસ પોતાના ગેઝેટમાં છાપી નથી તેનુ કારણ એ હશે કે તેઓ સારી પેઠે મતલબ પાર પાડી શકે અને તેમાં જે શહાદતના મુનકિર માટે લાનત લખેલી છે પ્રુબ્લીકમા જાહેર થાય નહીં, વાંચકો યાદ રાખવું કે આ હદીસમાં શહાદતનો ઇનકાર કરનારા માટે કાફર અને અલ્લાહના ગઝબના અને લઅનતના શબ્દો આવેલા છે.

એટલુંજ નહીં પણ ઉપલી હદીસથી એ બાબત પણ સાંબીત થાય છે કે જે લોકો એમ માનતા હતા કે હઝરતે ઇમામે હુસયન અ૦ને આકાશ ઉપર ઊઠાડી લેવામાં આવ્યા અને તેઓના

બદલે હન્ઝલા બિન સઅદને કતલ કરવામાં આવ્યો, તેઓને એ બાબતનો ખ્યાલ વટીક પણ નહોતો કે હઝરતે ઇમામે હુસયન અ૦ કોન્સ્ટેન્ટી નોપલ ચાલ્યા ગયા, અને બાલબચ્ચાઓને હલાકીના મેદાનમાં મુકી ગયા, માત્ર તેઓની માન્યતા એટલીજ હતી કે હઝરતે ઇમામે હુસયન અ૦ શહીદ થયા નથી પરંતુ તેઓને હઝરતે ઇસાની જેમ આકાશ ઉપર ઉપાડી લેવામાં આવ્યા છે.

મજકુર બાબત કે ઇમામે હુસેન અ૦ને આકાશ ઉપર ઊઠાવી લીધા એ પણ ખોટી છે કેમકે તમામ તવારીખો લખનાર અને મોહદ્દીસો તેને માનતા નથી, તો અગર એ વાત ખોટી છે છતાં મીરઝા હેરતના ગપાટા કરતા કાંઇક બંધ બેસતી છે કે એ બાબતની અટલી દલીલનો બતાવે છે પણ મીરઝા સાહેબની વાત તો જરા પણ બંધ બેસતી પણ આવતી નથી લગારે અકલમાં ઠસતી નથી.

મિરઝા હેરત યઝીદનો પક્ષ કરતા તેને ઇમામે હુસયન અ૦ ને શહીદ કરવાના ગુનાહમાંથી બચાવવા ચાહે છે પરંતુ એટલું વિચારતા નથી કે તેની ખોટી હીમાયત કરતા હઝરતે નબી સ૦ના પ્યારા પુત્ર ઉપર કેટલું મોહટુ તોહમત આવે છે ? એ હમીયતી, બેગયરતી, નિર્લજતા, બેઇમાની, અને બ્હીકણ પણું હઝરતે ઇમામે હુસયનઅ૦ માટે સાબિત થાય છે, હઝરતે ઇમામે હુસયન અ૦ પોતાના બાલબચ્ચાં બાઇ બાંડુ દોસ્ત બિરાદરોને લડાઇની સળગતી અગ્નીમાં હોમી પોતે કોન્સ્ટેન્ટી નોપલ નાશી ગયા એમ જે મિરઝા સાહેબે લખ્યું છે તેના શા અર્થ? એવું કામ તો કોઇ હલકી વર્ણનો માણસ પણ કરી શકતો નથી, તો પછી મઆઝઅલ્લાહ હઝરતે નબી સ૦ અને શુરવિર હઝરતે અલી અ૦ના પ્યારા પુત્ર તે કેવી

રીતે એમ કરે !!! ......... હા એ વાત ખરી છે કે જો મિરઝા માટે એવો કોઇ સમય આવે તો તેઓ નાશી જાય, પણ સિબ્તે રસુલુસ્સકલૈનતો એમ કરી શકે નહીં, કેણ સિબ્ને રસુલ કે જેઓના બ્હાદુરીનો ડંકો ચોમેર વાગે છે અને તેઓના નામથી દુશમનોના અંગ ધ્રુજે છે એમની વાત કયાં કરો છો? અરબસ્થાનના અદનામા અદના આદમી એવા સમએ કદી ભાગે નહીં તો પછી હઝરતે ઇમામે હુસયન અ૦ તો એમ વરતેજ કેમ? એટલે પોતાના બાલબચ્ચાંઓ અને સગાં વ્હાલાંઓને મુસીબતમાં પડતાં મુકી કેમ નાશી જાય? અને ધારો કે જો કદાચ તેઓ એમ કરત તો તેઓ પોતાના નાનાને શું મોઢું દેખાડત.

વાંચકો! હજુ મિરઝા સાહેબના ઇલ્મનું જોર જુવો વાંચો

મિરઝા સાહેબ કરઝન ગેઝેટ ૨૩ સપ્ટેમ્બર સને ૧૯૦૫ માં લખે છે કે—"પરંતુ ત્રણસો વર્ષ પછી મુસલમાનોમાં જે વંશો થઇ તેમને ભવિષ્ય વાણીયોની ખબર પડા ગઇ" વળી પાછાં કરઝન ગેઝેટ ૮ આકટોબર સન ૧૯૦૫ માં લખે છે કે—"એક સદી અથવા દેઢ સદી તો કેટલેક દરજે ચુપ કીદીમાં ગુજરી પરંતુ હે તાજુલ અસ્ફીયા જેમ જેમ સ્વાર્થ ત્હારા દુશ્મનોના મનોમાં ઘર કરતો ગયો વી૦............ પહેલી તથા પછીની ઇબારતથી મીરઝાનો મતલબ એ છે કે ત્રણસો વર્ષ પછી જે જે કૌમો અને વંશો પૈદા થઇ તેઓએ હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત સંબંધીની ભવિષ્યવાણીયોની નવી નવી હદીસો ઘડી કાઢી ત્યાર પહેલાં આ રીવાયતો નહોતી, અને બીજી રિવાયતોનો મતલબ એ છે કે એક સદી અથવા દોઢ સદી સુધી તો કાંઇ જાહેર થયું નહીં પરંતુ ત્યાર પછી લોકોએ હઝરતે ઇમામે હુસયન અ૦ ની શહાદત સંબંધીની હદીસો ઘડી કાઢી.

હું કહુંછું કે "હરોગ ગોરા હાફેઝા ન બાશદ" એટલે ખોટું બોલનારને યાદ શક્તી હેતી નથી, એટલુંજ નહીં પણ પોતે શું કહી ગયા તે પણ ભાન રહેતુ નથી, અને કોઇ જગ્યોએ જે વાતને ઇકરાર કર્યો હોય તેજ વાતને બાજી જગ્યોએ ઈનકાર કરે છે.

જેમકે જુવો આ ઉપરનીજ બે ઈબારત કે સપટેમ્બર મહીનામાં લખ્યું કે એ વીશે ખોટી રીવાયતો ત્રણસો વરસ પછી ઘડાણી અને અકટોંબર મહીનામાં લખે છે કે એક સદી અથવા દોઢ સદી એટલે એકસો અથવા દોઢસો વરસ પછી ખોટી રીવાયતો ઘડાણી.

હકીકતમાં અસલ વાત તો એજ છે કે જ્યારે ઇનસાન જુઠુ બોલવાની કસમ ખાઇ લીએ છે ત્યારે તેને કાંઈ પણ યાદ રહેતુ નથી કે પહેલે શું કીધુ હવે શું કહુંછું અને હવે પછી શું કહીશ,

હવે હું મીરઝા સાહેબની એ બન્ને વાતોને ખોટી સાબીત કરી આપુછું.

અને તે વિશે તે વખતની પહેલાં કીતાબો લખાઇ ચુકી હતી. શું મિરઝા સાહેબ મોહમ્મદ બિન સીરીન મોહદ્દિસ વ ઇમામે ફન્ને તફસીર વિશે કહી શકે છે કે તેઓ ત્રણસો વર્ષ પછી થયા અને એજ વિચારના આદમી હતા? તે બુઝુર્ગનું મર્ણ હી૦સ૦ ૧૧૦ માં થએલ છે, બલકે એ બુઝુર્ગ એ વખતના આદમી છે કે જે વખતે હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત થઇ હતી અને તેઓ તે વખતના બનાવો વર્ણવે છે. તારી ખુલ ખોલફા દીલ્લીમાં મુજતબાઇ પ્રેસમાં છપાએલી પેજ ૧૪૦ની ઇબારત મિરઝા સાહેબના જોવામાં આવી નથી? જેમાં અલ્લામા સિયુતીએ ઉપર કહી ગયા તે મોહમ્મદ બિન સીરીનથી હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતનો બનાવ લીખેલો છે.

શું અબ્દુલ્લાહ બિન અબ્બાસ એક સદી અથવા ત્રણુ સદી-ના માણુસ હતા? (તેઓ તો હજરતના વખતમાં હતા) તેઓથી મોહટા મોહટા ઉલમાઓએ અને મોહટા મોહટા મોહદ્દેસોએ હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતનો બનાવ લીધો છે શું અનસ બિન માલિક તેરમી સદીના માણુસ હતા? જેઓથી તિરમિઝીએ અને ઇમામ બુખારીએ શહાદતનું વર્ણુન લીધેલું છે, શું અબદુલ્લાહ બિન ઉમર મિરઝા સાહેબની સાથે ભણુતા હતા? જેઓથી ઇમામ બુખારીએ મચ્છરના લોહીના સવાલ ઉપરથી ઇમામ હુસયન અ૦ની શહાદતનો બનાવ લીધો છે? શું અબુલખનફ લુત બિન યહયા દીલ્લીની કોલેજનો સ્કોલર હતો? જેણે શહાદત થવાને થોડોજ વખત થયો હતો કે શહાદતના વર્ણુનથી ભરપુર મકતલ લખીને આખા આલમમાં પસારી દીધી? શું તે જલીલુશ્શાન બહાદુર મુખ્તાર જેણે ઇમામ હુસેન અ૦ના ખુનનો બદલો લીધો કુફા અને બસરાને પાયમાલ કરી નાખ્યા અને કાતેલાને હુસયનને વીણી વીણીને કતલ કર્યા શું તે કાલનો માણુસ હતો? આ એજ શહાદતનો બનાવ હતો કે જેનો બદલો મુખ્તારે લીધો અને હુસયન અ૦ના દુશ્મનોને જહન્નમમાં પહોંચાડયાં, જેનું વર્ણુન કયામતના દીવસ સુધી ઐતિહાસોના પૃષ્ટો ઉપર મોહટા અક્ષરો વડે લખેલું હયાત રહેશે, પરંતુ બનવા જોગ છે કે જેઓ આંખોના આંધળા હોય તેઓ એ મોહટા અક્ષરોને કદાચ ન વાંચી શકે પણુ તેમાં શું નુકશાન છે?

ગર ન બીનદ બરોઝ શપ્પરા ચશ્મ*
ચશ્મએ આફતાબરા ચે ગુનાહ?*

સાર—જો ચામચીડી દીવસના વખતે જોઈ શકે નહીં તો તેમાં ચમકતા સુર્યનો શો વાંક?

મિરઝા સાહેબની હસવા જેવી બીજી વાત એ છે કે ઉમ્મુલ ફઝલ વાળી રિવાયત કે જેમાં હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત સંબંધીની ભવિષ્યવાણી લખેલી છે અને રીવાયતં હાકિમે અને અબુ દાઉદે પોતાની કીતાબમાં વર્ણવેલી છે તે વિશે મિરઝા સાહેબ લખે છે કે એક જગ્યોએ અબુ દાઉદનું નામ લખ્યું છે એ છતાં કે અબુ દાઉદનો કાંઇ પત્તો ચાલતો નથી, મિરઝા સાહેબને પોતાના આલિમોના જીવણ ચરિત્રની પણ ખબર નથી તેઓને લગારે ખબર નથી કે અબુદાઉદ એક છે કે બે, એ છતાં કે અબુ દાઉદ નામના બે માણસો થઇ ગયા છે એક "સજરતાની" જેમની કિતાબ હદીસમાં સોનને અબુ દાઉદના નામથી ઓળખાય છે, અને બીજા અબુ દાઉદ "તયાલસી" કે જેમની કિતાબ મસનદે અબુદાઉદ તયાલસીના નામે ઓળખાય છે તેમનું મરણ હીં૦સન ૨૦૩માં થએલ છે, અને અબુદાઉદ સજસ્તાનીનું મરણ સન ૨૭૫ માં નીપજેલ છે, પહેલા આમના કરતાં પહેલાં છે. તેઓએ આ રિવાયતને ફઝાયલના બાબમાં લખેલ છે પરંતુ મિરઝા સાહેબ શું જાણે કે કહે છે અબુદાઉદનો કાંઇ પત્તો નથી, વાંચકો! કોઇ પણ પ્રકારનો લેખ લખવો તે કાંઇ જેવી તેવી અને ન્હાની સુની વાત નથી તેમાં અત્યંત મેહનત અને પુરી કાબેલીયતની આવશ્યકતા રહે છે.

મિરઝા સાહેબની એવીજ ત્રીજી વાત એ છે કે મિરઝા સાહેબ સિર્રૂશ્શહાદતૈન વિશે લખે છે કે કે તે શાહ અબ્દુલ અઝીઝ દેહલવીની લખેલી નથી કેમકે તેમાં હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતનું વર્ણન છે, અને તે કીતાબથી શાહ સાહેબનું મોહિબ્બે હુસયન હોવું સાબિત થાય છે, હા જો તે કીતાબ કદાચ અહલેબૈત અને ગાળો

દેવામાં લખવામાં આવી હોત તો મિરઝા તેનો કદી ઇન્કાર ન કરત અને તરત કહેત કે તે શાહ સાહેબની લખેલી છે અને તેઓ આમ કહે છે તેની તેઓ પાસે કોઇ દલીલ નથી.

તેઓ કરઝા ગેઝેટ તા૦ ૮ સપટેમ્બર ૧૯૦૫ માં લખે છે કે આ કિતાબ શાહ અબ્દુલ અઝીઝ દેહલવીની તસનીફથી નથી પરંતુ એક શીઆની વિચાર શકતીનું પરિણામ છે કિતાબમાં લખવામાં આવેલાં લેખ પોતે એ બાબતની શાહેદી પુરે છે કે તેમાં અકલ અને નકલ બન્ને વડે કામ લેવામાં આવ્યું નથી કેમકે તેમાં માની લીધેલી કેટલીક રીવાયતોને ઘડી કાઢી અહલે સુન્નત જમાઅતને ગુમરાહ કીધેલ છે જેમકે કિતાબની શરૂઆતમાં નીચલી કહાણી લખવામાં આવી છે—જ્યારે શહાદતનો બનાવ બન્યો ત્યારે તેની પ્રસિદ્ધિ એવી રીતે થઇ કે (૧) માટી લોહી બની ગઇ (૨) આકાશથી લોહી વરસ્યું (૩) ગૈબી અવાજો વડે મરસીયા સંભળાયા (૪) તે હઝરતની લાશ મુબારકની આસપાસ ફાડી ખાનારાં જાનવરોના ટોળાં રક્ષણ કરતા હતા (૫) જીન્નાતો રોતા હતા (૬) સર્પો હઝરત ઇમામે હુસયન અ૦ના કાતિલોના નાકમાં ઘુસ્યા વી૦ વી૦.

વાંચકો મિરઝા ઉપર લખવામાં આવેલી છ બાબતોને અકલ અને નકલની વિરૂધ્ધ લખે છે, જે ભુલ તેઓએ સિર્રૂશહાદતૈનમાં જોઇ છે મ્હારે હવે અહીં કહેવું જોઇયે કે તે બાબતો જો અકલ અને નકલ વિરૂધ હોય તો પહેલાં તિરમિઝી સાહેબ એ અકલીની તોહમતમાં આવે છે, કેમકે તેઓએ જામેઅ તિરમિઝીમાં એ રિવાયત નકલ કીધી છે કે ઇબ્ને ઝિયાદના નાકમાં સર્પ ઘુસ્યો અને નીકળ્યો

જે રીવાયત ઉપર લખી ગયો છું (તિરમિઝી સાહેબનું મરણ હી૦ સન ૨૭૫ માં નિપજેલ છે.

બીજા અલ્લામા સિયુતી સાહેબ પણ એવી બેઅકલીમાં મિરઝાના ધારવા પ્રમાણે ફસ્યાં છે જેઓએ તારીખુલ ખોલફા સફહા ૧૪૧ મુજતબાઇ પ્રેસમાં છપાએલીમાં માટીનું લોહી થઇ જવું લખ્યું છે અને જીન્નાતોએ રોવું અને નવહા કરવું નકલ કીધું છે શું અલ્લામા સિયુતિની અકલ મિરઝા કરતાં ઘણી ઓછી હતી? કે તેઓએ આવી હદીસ બયહીકી અબુનઇમ અને સોઅલબથી લેતી વખતે કાંઇ વિચાર ન કર્યો અને અકલ વિરૂધની હદીસ પોતાની કીતાબમાં લખી મારી?. અલ્લામા સાહેબ આ ઝમાનામાં હોત તો તેઓ મિરઝાની સલાહથી કામ કરત!!! અલ્લામા સાહેબે પોતાની તારીખમાં એમ પણ લખ્યું છે કે "જ્યારે હઝરતે ઇમામે હુસયન અ૦ શહીદ થયા ત્યારે દુન્યાની હાલત સાત દીવસ સુધી એવી રહી કે દીવાલો ઉપર પડતા તડકાનો રંગ કેસરમાં રંગેલા ચાદરો જેવો હતો અને તારાઓ એક બીજાની સાથે આથડાતા હતા".

એમ તો સર્વે કોઇ કહેશે કે અલ્લામા સાહેબ મિરઝા હૈરત કરતાં વધારે ફિલસુફ અને કામિલ હતાં જો આ વાતો અકલ અને નકલ વિરૂધ હોત તો તેઓ કદી પોતાની કીતાબમાં લખત નહીં પરંતુ મિરઝા સાહેબને એટલું ઇલ્મ કયાંથી કે તે આવી બાબતોના તત્વસારને સમજી શકે.

ત્રીજા એ બાબતમાં અલ્લામા ઇબ્ને હજરમકી ફસ્યાં છે જેઓએ ઇમામ અહમદ બિન હમ્બલથી જેઓ ૨૪૧ હી૦ માં થઇ ગયા છે રાતી માટી થઇ જવાની રિવાયત પાના ૧૧૫ માં નકલ કીધી છે, અને વળી તેજ પાનામાં બગવી અહમદ અબ્દ બિન હમીદ અને ઇબ્ને અહમદ અને અબુ હાતિમથી એ માટી રાતી થઇ જવા વિશે લખેલ છે કે જે હઝરતે રસુલે ખુદાસ૦ ઉમ્મેસલમાના પાસે મુકી હતી, અને વળી ઉમ્મેસલમાથી જીન્નાતોના રડવા વિશે બે રેવાએત લખ્યાં છે.

શું અફસોસમાં છબ્ને હજરે પણ મોહટી ભુલ કીધી, કે પહેલાં એટલો વિચાર કરી લીધો નહીં કે સને ૧૩૨૭ હી૦ માં એક માણુસ મિરઝા હૈરત નામનો થનારો છે જે મ્હારાં આ લખાણુને અકલ અને નકલ વિરૂધ જાહેર કરશે તેથી તે લખવાથી મ્હારે બચવું જોઇયે પણ બીચારાં શું કરે? તેઓ એ બાબતથી અજાણુ હતા અને આખરે મિરઝાએ તેઓની ભુલ પકડી.

અફસોસ કે મિરઝા એ પોતાની ધુન અને બડાઇમાં પોતાના એવા બુર્ઝગ અને જલીલુલ કદર આલીમોની કાંઇ પણ કદર કીધી નહીં અને તેઓને જુઠા અને ખોટા ગણી કાઢ્યા જેઓ માટે મુસલમાનોના મનમાં એટલું માન છે કે તેઓને શરીઅતના રક્ષણકર્તા કહે છે, જો તેઓ હદીસોની કીતાબો તે વખતે ન લખત તો આજે દુન્યામાં કોઇ જગ્યોએ ઇસ્લામનો પત્તો લાગત નહીં.

ચોથી બાબત કે જે મિરઝાની અજ્ઞાનતા સાબિત કરી આપે છે તે એ છે કે તેઓની પાસે કાંતો એ કીતાબોજ નથી કે જેમાંથી રિવાયતોનો હવાલો આપવામાં આવ્યો છે અથવા જો છે તો સમઝી હા તો. મેરીના વાળી કેહવતની જેમ આંખો મીંચી પોતાનીજ હાંકે જાય છે, મિરઝા સાહેબ સિરરૂશ્શહાદતૈનની એક રીવાયતની હંસી કરે છે જે નીચે આપવામાં આવે છે—હઝરતે રસુલે ખુદા સ૦ ફરમાવે છે કે મેં હસન અને હુસયન અને મોહસનના નામ શબ્બર શબ્બીર મુશબ્બરના નામ પરથી રાખ્યા છે જે હારૂનના બેટાઓના નામ હતા, આ બાબત તિબરાની દારકુતની હાકિમ બહીકી ઇબ્ને અસાકેર અને બગવી એ વર્ણવેલ છે જે ઉપર મિરઝા હૈરત પોતાનાં તા૦—૨૩ સપટેમ્બર સ૦ ૧૯૦૫ના ગેઝેટમાં હાંસી કરતા લખે છે કે ચાલાક શીઆ લખનારાએ એ સદેના ખોટા ગોઠવેલાં નામ અહીં લખી દીધાં છે અને તે બાબત બેહારૂલ અનવારમાંથી લેવામાં આવી છે.

મિરઝાને એટલીએ ખબર નથી કે એ બાબત બેહારૂલ અનવાર-વાળાએજ લખી હોય તેમ નથી પરંતુ મોહમ્મદ બિન તલહા શાફઇ મુસન્નિફે કિતાબે. મતાલિબુ સ્સઉલથા મનાકિબે આલે રસુલ અને અલ્લામા સિબ્ત બિન જવઝી મુસન્નિફએ તઝકેરએ ખવાસુલ ઉમ્મા અને ઇબ્ને હજરમકી મુસન્નિફે સવાએકે મોહરકા વી૦ સર્વેએ લખેલ છે જેઓ બેહારૂલ અનવારના મોઅલ્લીફ જનાબ મુલ્લા મોહમ્મદ બાકીર મજલિસી અ૦ની પહેલાં થઇ ગયા છે, હું ખાત્રિથી કહું છું કે સિરરૂશ્શહાદતૈનમાં જે એ રિવાયત લેવામાં આવી છે તે ઉપલીજ અહલે સુન્નત જમાઅતના ઉલુમ અઝમ આલીમોની નકલ છે બેહા-રૂલ અનવારના લખનારા તો તેમના પછી વર્ષો પછી પૈદા થયા, હું નમુના દાખલ "સવાએકે મોહરકા" અને મોવદ્દતુલ કોરબાની ઇબાર-તનો તરજુમો લખી વાંચકો સમક્ષ રજુ કરૂં છું સવાએકે મોહરકા પ્રષ્ટ ૧૧૫ માં ૨૭ મી હદીસમાં લખે છે કે બગવીએ અને અબ્દુલ ગનીએ પોતાની કીતાબ ઇઝાહમાં સલમાન રઝી૦થી રિવાયત કીધીછે કે નબી સ૦ ફરમાવ્યું હારૂને પોતાના બન્ને દીકરાઓના નામ શબ્બીરો શબ્બર રાખ્યા હતા અને મેં પણ મ્હારા બન્ને દીકરાઓના નામ પણ એજ રાખ્યા છે જે નામ હારૂને પોતાના દીકરાઓના રાખ્યા હતા.

બગવી જેઓથી ઇબ્ને હજરે રીવાયત કીધી છે તેઓ મહા મોહટા આલિમ થઇ ગયા છે તેમની તસનીફથી તફસીરે મોઆલે મુત્તનઝીલ મસાબીહ જમઅબયનુ સ્સહીહયન શરહે મસનદ મોઅ-જ્જમ છે અને તેઓની વફાત હી૦ સન ૫૧૬ માં છે (અને બેહારૂલ અન વારના કર્તા જનાબે મજલીસીની વફાત એ આલીમોની પછી ૫૯૪ વર્ષો

પછી સને ૧૧૧૦ હીજરાંની છે) હવે શું મીરઝા સાહેબ કહેશે કે એ ઇબારત બેહારમાંથી લેવામાં આવીછે? એ ઇબારત અને એ મઝમુન તો એ વખતના છે કે જ્યારે બેહારનું દુન્યામા નામ નીશાન પણ હતું નહીં અને આથી એ બાબત પણ સિદ્ધ થઇ કે જે રીવાયતની મિરઝા હાંસી કરે છે તે હાંસી ખરૂ જોતા અલ્લામા ઇબ્ને હજર અને બગવી ઉપર છે નસીફુસ્સહાદતૈનના લખનારા ઉપર.

પાંચમી બાબત એ છે કે મીરઝા સાહેબ વળી એક બીજી રીવાયતથી અચંબો અને હેરત પામે છે, અને તેથીજ તેઓએ પોતાનું તખલ્લુસ હેરત રાખ્યું હશે કેમકે તેઓ સાચા બનાવો સમજી શકતા નથી ત્યારે એકદમ હેરત પામે છે તેઓ ૮ મી અકટોબર ૧૯૦૫ના ગેઝેટમાં ઘણી નકકામી બાબતો લખી સફા ૪ કાલમ ૩ માં લખે છે કે બેહારુલ અનવાર જીલ્દ ૧૦ સફહા ૭૯ માં લખ્યું છે કે યહયા બિન કસીર અને સુફયાન બિન અયનીયહ બન્ને જણા રિવાયત કરે છે કે નબી સ૦ મીમ્બર ઉપર બેઠા હતા ત્યારે ઇમામે હસન અને ઇમામે હુસયન અ૦ના રોવાનો અવાજ સાંભળ્યો તે વખતે તરતજ તેઓ ગભરાઇને ઉભા થઇ ગયા પછી ફરમાવ્યું હે લોકો અવલાદ ફીત્નો હોય છે, હું તેમને જોવા માટે ઉભો થયો હતો કેમકે મને ગભરાટના કારણથી કાંઇ ખબર રહી નહીં.

ત્યાર પછી મિરઝાએ બેહારની અરબી ઇબારત ઉતારી છે જેનો તરજુમો ઉપર લખી ગયા, અફસોસ છે કે જેના જન્મના દીવસે જીબરઇલ કેટલાક કરોડ ફીરીશ્તાઓની સાથે હુઝુરે અનવરની પાસે મુબારક બાદી દેવા આવ્યા હોય અને તેની જાત ઇસ્લામના માટે હુજ્જત* (દલીલ) ઠરાવવામાં આવે એવી જાતને એ લોકો ફિત્નાથી હલાક કરે પનાહ ખુદાની એ તો એજ લોકોની હીમ્મત.

હવે હું વિનંતી કરૂ છું કે મીરઝા હૈરતે એક એવી ચાલાકી કરી છે કે આ રીવાયતને તેઓએ બેહાફ્લ અનવારમાંથી નકલ કરી મશ્કરી કરેલ છે, કેમકે તેમને બ્હીક હતી કે જો હુ કોઈ અહલે સુન્નત જમાઅતની કીતાબમાંથી નકલ કરીશ (અને સુન્નત જમાતની કીતાબનું નામ લખીશ) તો તમામ અહલે સુન્નત વલ જમાઅત મ્હારી પાછળ પડશે, અને મીરઝા સાહેબ જાણે છે આ એજ રીવાયત કેટલાક ફેરફારથી સુન્નત જમાતની તીરમીઝી શરીફમાં મોજુદ છે જુવો તિરમિઝી નેવલકિશોર છાપની સફહા ૫૮૬ અને ૫૮૭—માં લખે છે તેનો તરજુમો કે હદીસ બયાન કીધી અમને હુસયન બિન હરીસે તેમણે કહ્યું અમને બયાન કીધું હુસયન બિન વાકેદીએ તેણે કહ્યું મ્હારી આગળ બયાન કીધું અબદુલ્લાહ બિન બુરીદાએ તેણે કહયું મેં અબુ બુરીદાને સાંભળ્યો કે તેઓ કહેતા હતા કે રસુલલ્લાહ સ૦ અમારી સામે ખુત્બો પડતા હતા એટલામાં એકા એક હસન અને હુસયન અ૦ આવી પહોંચ્યા બન્ને જણાઓ એ રાતા પેહરણ પહેર્યા હતા ચાલતા હતા અને લથડતા હતા તો રસુલલ્લાહ સ૦ મિમ્બર ઉપરથી નીચે ઊતરી પડયા અને બન્ને સાહેબ ઝાદાઓને ઉપાડી લીધા અને પોતાની રૂબરૂ બેસાર્યા પછી ફરમાવ્યું અલ્લાહે સત્ય કહયું છે ફકત તમારો માલ અને અવલાદ ફીત્નો છે મેં આ બન્ને બચ્ચાઓને જોયા કે ચાલતા હતા અને લથડતા હતા તો હું સબર કરી શકયો નહીં એટલે સુધી કે મેં વાત કરવી મુકીદઇ તેમને ઉપાડી લાવ્યો.

કેમ મીરઝા સાહેબ કેવો પત્તો મેળવી દીધો! તમે જાણતા નહતા કે તીરમીઝી સાહેબે પણ હસન અને હુસયન અ૦ને ફિત્નો* લખેલ

*ફીતનાના અર્થ અજમાયશ અને કોઇ ઉપર દીલ લાગવાના આવે છે.

છે. તિરમિઝી શરીફની આ રીવાયત જો કે હું બહુ બેજારને મળતી નથી પરંતુ હઝરતે રસુલ સ૦નું એ ફરમાવવું કે માલ તથા અવલાદ ફીતનો છે અને તેઓનું મિમ્બર ઉપરથી નીચે ઉતરી પડવું અને પોતાના ખુત્બાને બંધ રાખવો અને સાહેબ જાદાઓને ઉપાડી લેવા તીરમીઝી સાહેબે પણ લખેલ છે અને પછી આ રિવાયતને હસન પણ ફરમાવેલ છે

મિરઝા સાહેબને "ફીતના" શબ્દથી અચંબો થાય છે કે માણસ કેવી રીતે ફીત્નો હોઇ શકે છે. મીરઝા સાહેબ ફીત્નાના અર્થ જેમ હીંદુસ્તાની ભાષામાં ફિતુર અથવા ફસાદને કહે છે તેમ સમજે છે પણ અરબી ભાષામાં તેના અર્થ જુદાજ છે તેઓએ લગાર અરબી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ અરબીમાં ફીતનો એને કહે છે કે જેના ઉપર માણસનું દીલ લાગે. અને જાહેર છે કે માલ અને અવલાદ ઉપર ઇનસાનનું દીલ વળગેલું હોય છે અને ખાસ કરીને જ્યારે અવલાદમાં કાંઇ ફઝીલત અને બુઝુર્ગી હોય અને એ વાત સર્વે કોઈ જાણે છે કે હસનૈનની જેવી ફઝીલત અને બુઝુર્ગી હઝરતે રસુલે ખુદાસ૦ જાણતા હતા તેવી બીજું કોઇ જાણતું હતું નહી, અને જે કારણથી આપ ફરમાવતા હતા કે જે હસન અને હુસેન સાથે મોહબ્બત રાખે તેણે મારી સાથે મોહબ્બત રાખી, અને જેણે તેઓ સાથે દુશમની રાખી તેણે મારી સાથે દુશમની રાખી, જેમકે પાક પવિત્ર હદીસોની કીતાબમાં લખાએલ છે, તો હઝરતે રસુલે ખુદાસ૦ અગર પોતાના પ્યારા પુત્રોને ચાહતા હતા તો તેમાં અચંબો પામવા જેવું શું છે? પરંતુ આવી બારીક બાબત મીરઝા સાહેબ ક્યાંથી સમજે? વળી હું મીરઝાંનું ધ્યાન સવાએકે મોહરકા મીસરની છાપની સફહા ૧૧૪ની તરફ ખેંચુછું ઇબ્ને હજરમક્કી ફરમાવે છે આ

એજ પહલાં વર્ણવામાં આવેલ રીવાયત છે જેને ઇબ્ને હજરે કહયું છે કે અહમદ બિન હમ્બલ અને અરહાબે સોનને અરબઆ એટલે સોનને તિરમિઝી સોનને ઇબ્ને હબાન અને હાકિમે નકલ કીધેલ છે ઇબ્ને હબાન સાહેબ અને ઇબ્ને માજા સાહેબ વી૰ શું ગાલી શીઆ હતા? જો તેઓ ગાલી શીઆ હતા તો તેમની કિતાબો તમારા કશા કામની નથી, અને જો તેઓ કામેલીને ઓલમાએ અહલે સુન્નત અને મોહદેસીને કબારમાંથી હતા તો તેમણે જે કાંઇ લખ્યું છે તે ઉપર ઇમાન લાવો અને તેમની વાતને સત્ય માનો અને પોતાની ખોટી હઠથી તૌબા કરો

મિરઝા સાહેબ હવે હું તમને ઉપદેશ કરૂં છું અને સત્ય માર્ગ તરફ બોલાવું છું અને હિદાયત કરૂં છું કે તમે તમારી આવી ચાલને તજીદયો અને આવી વાતો બોલી નાહક ઇસ્લામીયો સામે રૂસવા થાઓ નહીં તમે જે કાંઇ લખો તેમાં શીઆઓને નુકસાન થનારૂં નથી બલકે તમારા એવા લખાણથી તમારા મઝહબની સઘળી કીતાબો નિરૂપયોગી ઠરે છે, કુતુબે સેહાહે સીત્તા અવિશ્વાસ પાત્ર ઠરે છે તમારા મઝહબની સોનન અને મસાનીદ જુઠી ઠરે છે કેમકે શીઆ ઓએ અહલે બૈતના ફઝાએલ લખ્યા છે તેમાંનો મોહટો ભાગ એજ છે કે જે અહલે સુન્નત વલ જમાઅતની સોનન અને મસાનીદ કીતાબોમાંથી લીધેલો છે હું ખાત્રી તથા હિમ્મત પુર્વક કહયું કે જે હદીસ ઉપર તમે ટીકા કરો છો અથવા જે હદીસની તમે હાંસી કરો છો તે ટીકા તથા હાંસી તમારીજ મઝહબી કીતાબોને લાગુ પડે છે જેમકે નમુના દાખલ કેટલીક હદીસો રજુ કરી ચુકયો, જો હજુ પણ તમે તમારી ટેવ નહીં મુકો અને પોતાની કીતાબોને બદનામ કરશો તો તેનો બોજ કયામત સુધી તમારેજ સીર રહેશે અને ઇમામે

નહીં માને બુખારી તિરમિઝી અહમદ બિન હમ્બલની રૂહો તમારાથી આખીરજ નારાજ થશે, અને હું પણ ઇનશાઅલ્લાહોતઆલા તમારા મુજુમે ઓલમાઓની હીમાયત કરવામાં લગારે પાછી પાની કરીશ નહીં પછી તમે જાણો અને તમારૂ કામ જાણો.

છેવટની મ્હારી એ પણ વિનંતી છે કે જો મ્હારી આ ખંડન અને દલીલ કરવાની રૂહીથી તમારા મનને શાંતી મળી નહોય અને પુરૂ સમાધાન ન થયું હોય અને હજુ તમારા ગેઝેટના પાના એવી બેઅર્થ બાબતોથી ભરવા ચાહો તો મને જરૂર ખબર આપજો કે કયા પ્રકારની દલીલોથી તમારા મનનું સમાધાન થશે તમે કહેશો તે પ્રકારની દલીલથી હું તમને હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત સાબીત કરી દેખાડીશ, કૃપા કરી તમે મ્હારો આ ચેલેન્જ ભુલતા નહીં, અને વળી એમ પણ કહુંછું કે, આખી દુન્યામાં જે તારીખની કીતાબ ઉપર તમને ભરોસા હોય તેનું નામ મને આપશો તો તેમાંથી પણ હું તમને હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદત સાબીત કરી આપીશ, અને જો તમે નહીં બતાવો તો સર્વે જણ તમારી મશ્કરી કરશે, અને આપ જાણો છો કે હું એમ ચાહતો નથી કે લોકો તમારી મશ્કરી કરે લોકો તમને ભલુ બુરૂ કહે અને હું સાંભળું તે મને પસંદ નથી, અને વળી તમે હઝરતે ઇમામે હુસયન અ૦ની શહાદતના ઇન્કારમાં જે કીતાબ લખો છો તેનો હું ઘણો શોકીન છું ખુદા કરે તે જલદીથી પ્રગટ થાય અને તેનો પહેલો રદ અને જવાબ હું જ લખું.

**વલહમદો લિલ્લાહે અવ્વલન વઆખેરન વઝાહેરન વબાતેનન વસ્સલામો અલા મોહમ્મદ દીન વઆલેહી અજમઇન**

**એર. ખ્યાદેમ ઇસ્લામ સૈયદ મોહમ્મદ હારૂન ઝંગીપુરી.**

તરજુમો કરનારની ખુદાની દરબારમાં અરજ કે આના સવાબના બદલામાં મારી જે ઉમેદ છે તે પુરી કર.

# વસ્સલામ.

# ઈસ્લામી કીતાબો વી૰ નું ટુંક લીસ્ટ.

**૧ કુરઆને શરીફની** ઉમદા તફસીર અસલ અરબી ખુશનુમાં આયતો તેની પાછળ તેજ આયતો ગુજરાતી શોભીતા મોટા હરફમાં તથા તરજુમો તે પછી તફસીર તાવીલ વી૰ વી૰ થી ભરપુર મોટા ૨૬૦૦ પેજમાં કે જે રોયલ ૮ પેજી **૫૨૦૦** પેજ થયાં તેના દસ દસ સીપારાના ૩ ભાગ છે. પાકા પુંઠા સાથે પોસ્ટેજ રજીસ્ટર સુધ્ધાં પહેલાભાગના રૂ૧૨)= તે પછી દરેક ભાગના રૂ૧૦)= ત્રણે ભાગના રૂ૩૦=| આફ્રીકા વી૰ માટે પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજના તથા બે પુંઠાના રૂ.૪॥ વધારે કુલ રૂ. ૩૪॥= હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ ૩૧॥=

**૨ અમ્માનો પારો** જેની અંદર ૩૭ સુરા છે, પહેલે અરબી ખુશનુમા હરફોમાં આયતો અને તેની પાછળ તેજ આયતો ગુજરાતી મોહટા શોભીતા ટાઇપમાં તેની નીચે ગુજરાતીમાં તરજુમો અને તે પછી તેની તફસીર છ હદીસો રૂ૧॥ પોસ્ટેજ ૦)= આફ્રીકાના ૦|=

**૩ તોહફતુસ્સાએમીન,** માહે રમઝાનના રોઝાની ફઝીલત અ-અમાલ ઝીયારત દોઆઓ, **જવશને કબીર** ગુજરાતીમાં તરજુમા સાથે, હીકાયતો નસીહતો મસાએલ વી૰ વી૰ ૩૦ વાએઝની ૩૦૦ પેજની રૂ૨) પોસ્ટેજ ૦)= આફ્રીકાના ૦|= પાંચ જાતની રંગીન સાદી ચામડાની પુંઠાની બહુજ ભારે કાગળવાળીના રૂ૪) પોસ્ટેજમાફ.

**૪ હદીકએ શહાદત** જેમાં ઉરદુ શીરીન ભાષા ગુજરાતી મોટા હરફમાં ૪૦ મજલીસો છે પાકા પુંઠાની મોટા કદની ઉંચા કાગળ વાળી કીંમત રૂ૨) પોસ્ટેજ ૦)=॥ આફ્રીકાના ૦|-

**૫ રાહેનજાત** માસીક ચોપાન્યુ ઉમદા ઉમદા દીન ઇસ્લામની બાબતો હીકાયતો હદીસો કીસ્સા વી૦ થી ભરપુર ૩૨ પેજમાં નીકળે છે જેનું ૧૪ મું વરસ ચાલે છે વરસ ૧ ના અગાઉથી રૂ ૨)

**૬ નુરેઇમાન** એ માસીક ચોપાન્યું ઇમામે હુસયન અ૦ ની મુસીબતની રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજીઝા ફઝાએલ વી૦ ૩૨ પેજમાં ૧૨ મું વરસ ચાલે છે, વરસે રૂ ૧) આફ્રીકા ૧)= રાહેનજાત ન લીએ તેનો રૂ૦ા વધારે.

**૭ મેઅરાજુસ્સઆદાહ** જેમાં રૂહની બીમારીઓ, તે થવાનાં કારણ, તેમ તેને દફે કરવાના ઇલાજ અકલી દલીલો હદીસો વી૦ થી એવા અસરકારક લખ્યા છે કે તે પ્રમાણે અમલ કરે તો ફીરીસ્તા ખસલત થઇ જાય. ભાગ ૧ લો પોસ્ટેજ સાથે રૂ૧ા= આફ્રીકા ૧ાા

**૮** રાહેનજાત ૪થી રૂ૧) **૯** રાહેનજાત ૭મી રૂ૧) **૧૦** રાહેનજાત ૧૨મી રૂ૨)

**૧૧** રાહેનજાત ૧૩ મી કીતાબ રૂ૨)

**૧૨ અહવાલુન્નીસા** ખાસ ઓરતોના અહવાલમાં કીસ્સા હીકાયતો સારી નરસી ઓરતોના અહવાલ, ઓરત મરદના અરસપરસ હક, બચ્ચું હમલમાં રહે ત્યાંથી તે મોટી ઉમરનું થાય ત્યાં સુધીની તરબીયત પરવરીશનું બયાન. મસાએલ વી૦ ની પોસ્ટેજ સુધાં રૂ ૧ા= આફ્રીકા વી૦નો રૂ ૧ાા

**૧૩ દુરરેબેબહા** પંજેતને પાક નવ ઇમામ મળી ૧૪ માઅસુમ અ૦ ના મોઅજીઝા ફઝાએલ વીલાદત શહાદત વી૦ ના અહવાલની પોસ્ટેજ સુધાં રૂ ૧ા= આફ્રીકા વી૦ રૂ ૧ાા

**૧૪ મખઝનુલ મસાએલ** જેમાં ખુદાની વહદાનીયત સાબેતી અદાલત, ઇમામત, નબુવ્વત, ઇલમ, વઝુ, ગુસલ નમાઝ, રોઝા, હજ, ઝકાત, ખુમસ, તથા મઇયતને લગતી કફન, દફન, ગુસલ જનાઝા વી૦ વી૦ ની બાબતો ઉંચા કાગળ વાળીનો રૂ ૧) હલકા કાગળ વાળીનો રૂ૦ાા કાચા પુઠાવાળી રૂ૦ાા= પોસ્ટેજ ૦)= આફ્રીકાના રૂ૦ા

૧૫ મહરેમુનાર ૬૦ રસુલે ખુદાસ૦ ના ૭૫ મોઅજીઝા પોસ્ટેજ સુધાં ૦।-॥ આફ્રીકા ૦।=

૧૬ વઝાઇફ જેની અંદર જાત જાતની બીમારી, બલા, ઝાલીમોના ઝુલમ દુર થવા, માલ દોલત મળવા કરજ અદા થવા, હાજતો પુરી થવાની દોઆ નમાઝ અમલ ખુદાના ૨૫ ઇસમની ખાસીયત વીરદ અને કેટલીક આયતો અને સુરા પોસ્ટેજસુધાં ૦।-॥ આફ્રીકાનો રૂ૦।=

૧૭ અહકામુલ મવારીસ વારસા વીશે રૂ૦। પો. -॥ આ. ૦)≈

૧૮ સઝાએઝુલમ મુખ્તાર વી૦ ઇમામે હુસેન અ૦ ના ખુનનો બદલો લીધાનો અને યઝીદ પલીત જહન્નમ વાસીલ થવાનો અને શી-મર વી૦ ને બુરી સજા કરવાનો અહવાલ રૂ૦।

૧૯ ઝાદુલઆખેરત ૧૦ મજલીસની રૂ૦॥≈ આફ્રીકાના રૂ ૦॥।

૨૦ મહરેગમ ૧૦ મરસીયા પોસ્ટેજ સાથે રૂ૦।૦॥ આફ્રીકા રૂ૦।-

૨૧ નહરેગમ ૭૫ નવહા ૧૦ સલામ પાંચ મુનાજાત દોરૂદ વી૦ વી૦ રૂ ૦।૮॥ આફ્રીકાનો રૂ ૦।-

૨૨ રવનકે માતમ ૩૯ નવહાની ૦)≈

૨૩ સો હીકાયત રસીક અને નસીહત ભરેલી કી૦ )≈॥ આફ્રીકા રૂ૦।

૨૪ રૂબાઇયાત ૨૦૦ ૦)- પો. ૦)॥

૨૫ માબાપના હકની કીતાબ રૂ૦। આફ્રીકા રૂ ૦।૦॥

૨૬ બીલોહર અને યુઝાસુફનો રસીક કીસ્સો રૂ૦। આફ્રીકાનો રૂ૦।૦॥

૨૭ મફાતીહુલ જીનાન મસાએલની ઉરદુ હરફ અને ઉરદુ બાનામાં ૦।-॥ આફ્રીકા વી૦ ના રૂ૦।≈

૨૮ તમીમઅનસારીનો રસીક કીસ્સો રૂ૦।

૨૯ તવરેતના ૪૦ સુરાનો તરજુમો ૦)≈ પોસ્ટેજ ૦)॥

૩૦ નુરુલઓયુન યાસીન, તબારક, વી૦ સાત સુરા અરબી તથા ગુજરાતી હરફોમાં, શબ્દી તરજુમા સાથે કીંમત રૂ૦॥- આફ્રીકાના ૦॥=

૩૧ મેઅરાજનામા મેઅરાજનો અહવાલ ૦)≈

૩૨ નેઅમત ગોસ્ત ખાવા શીકાર કરવા હલાલ કરવા વી૦ની ૦)=

૩૩ તઅવીઝે અઅઝમ બલા અને આફતોથી બચવાનું તાવીઝ, જેમાં સાત સુરા ગફા વી૦ના નકશા છે. ૦)-॥ ગમે તેટલાં લીએ પો. ૦)॥

૩૪ ચઉદમાઅસુમ અ૦ના નામનું ઝાડ ૦)ll ગમે તેટલાં લ્યો મની
૩૫ હ૦ અલી અ૦ નું બાજુબંધ ૦)ll અને ૦)- ના ૩ પો. ત્ર,
૩૬ ખયબરની લડાઇ ૦)- પોસ્ટેજ ગમે તેટલી લીયો ૦)ll
૩૭ ઇસ્લામી તારીખ્યું તારીખો સાથે ખુદાના ઇસમ પણ જેવા થાય રાખે ત્યાંથી શેતાન ભાગે અને બરકત થાય કીંમત ૨૦l
૩૮ મરકી દુર થવાની મુનાજાત કીંમત એક પૈસો પો. ૦)ll
૩૯ શાદીનામા (લગન) મોટા હરફમાં લાલ રૂશનાઇથી છાપેલા ઉંચા કાગળ. ૦)= પો. ૦)ll
૪૦ જંગે બીરૂલ અલમ ૦)ના આફ્રીકાના ૦) ≈
૪૧ તાલીમુન્નીસા ભાગ ૧-૨ જો કીં. ૨૦lll આફ્રીકા ૦-
૪૨ તાલીમુન્નીસા ભાગ ૩-૪ થો ૦lll આફ્રીકા ૦-
૪૩ બે મરસીયાની બયાઝ ૦)- પો. ૦)ll
૪૪ નુરેહીદાયત કલમો કલમાના માઇના નમાઝ વઝુ ગુસલ વી૦ની મફત પો. ૦)ll

☞ નીચેની કીતાબો હ૦ થોડી મુદ્દતમાં બાહેર પડશે.

૪૫ હદીકએ શીઆહ એમાં શીઆહ મઝહબ હ૦ આદમઅ૦ થીજ છે તેની સાબેતી, અને અહલેબૈતના બહુજ ઉમદા ફઝાએલ, અને બની ઉમય્યહ તથા બની અબ્બાસીયોમાંના ખલીફાઓ વી૦નો ટુંક અહવાલ. કીંમત પોસ્ટેજ સુધાં ૨૧ આફ્રીકાનો ૨૧=
૪૬ તોહફતુ ઝ્ઝાએરીન ઇમામે હુસેન અ૦ ની ઝીયારતની ફઝીલતની ઉમદા ઉમદા હદીસો કરબલાના રસ્તાનું મુસાફરીના સામાન નોર, કરનટીન, ચલણ વી૦ નું બયાન, મક્કા, મદીના, નજફ કરબલા, કાઝમૈન, સામરા, ખુરાસાન વી૦માંના રોઝા મુબારકના નકશા, ઝીયારત વી૦ વી૦ કીંમત ૦lll આફ્રીકાના ૨૦lll= પાકા પુંઠાના ૦,= વધારે.

☞ પાછલાં સર્વે લીસ્ટ રદછે. સન ૧૩૨૪ હી૦

હ૦ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલ.
અમદાવાદ—પાંચપત્તી.

## ૨૫ તોહફતુસ્સાએમીન.



જેની લંબાણથી જાહેરખબર વેંહચી ચુકયા છીએ, જેની ખુશી લેજ છે કે આ બાર વરસમાં જેટલી કીતાબો કાઢી તેટલી ધીમે ધીમે ખપી, પણ આતો એવી પ્યારી અને ઉપયોગી થઇ પડી કે તે બાહેર પડતાંજ અરધી નકલો એક મહીનામાં ખપી ગઇ અને તેની તારીફના કેટલાક સાહેબોના કાગળો પણ આવ્યા જેમકે અશરફુલ હાજ જનાબ હાજી નુરમોહમ્મદ સાહેબ ઘણીજ તારીફ લખીને લખે છે કે બીરાદરોને બહુજ પસંદ આવી છે.

આ કીતાબ હમેશાં ખાસ કરીને માહે **રમઝાનમાં** બહુજ ઉપયોગી છે તેમાં ૩૦ દીવસની જુદી જુદી હમેશાની ૩૦ વાએઝ, હીકાયતો, નસીહતો, લતીફા, રોઝાનો સવાબ, તેના મસાએલ, દરેક તારીખના રોઝાના જુદા જુદા સવાબ, હમેશાની દોઆ, નમાઝ, જે જે તારીખે જે માઅસુમની વીલાદત કે શહાદત છે કે તે તથા બીજા બનાવ, રોઝા ખોલવાની સહેરીની નમાઝ પછીની દોઆ, શબેકદરોની ફઝીલત તેના અઅમાલ, ઝીયારત, દોઆએ **જવશને કબીર** મોટા હરફમાં ગુજરાતીમાં તરજુમા સાથે. ઇદની નમાઝ ઇદના ગુસલની દોઆ વી૦ વી૦ થી ભરપુર ઉંચા કાગળ **૩૦૦** પેજની છે- કીંમત રૂ૨) પોસ્ટેજ ૦)≡ આ.ફ્રીકાનો રૂ૦ા= બહુજ ભારે કાગળ અને તદન ચામડાના પુંઠાની પાંચ જાતની રંગીન સાહીની રૂ૫) પોસ્ટેજ રૂ૦ા આ.ફ્રીકાનો રૂ૦ાા



# તોહફતુ ઝ્ઝાએરીન.



ઈમામે હુસૈન અ૦ તથા હજરતે ઈમામે રઝા અ૦ ની ઝી[illegible]ની ફઝીલતની હદીસો, અને ઝીયારત કરવાના ફાયદા ન કરવા[illegible] સાન, ઝીયારતના કામમાં વાપરવાનો સવાબ, ઝવ્વારેની કદર, ઝવ્વારોના ઈસ્તીકબાલનો સવાબ, અને એક ઝવ્વારનો હ૦ અબ્બાસ મદદ કરવી,

કરબલા, કાઝમૈન, સામરા, નજફ, ખુરાસાન, કુફા, મુસય્ અને મદીનએ મુનવ્વરા, એ સર્વે જગ્યોની [illegible] નકશા અને મક્કા અને ખાનએ કાબાનો નકશો, (ખાસ [illegible] છપાવીને મંગાવેલ છે) એ સર્વે જગ્યાની મુસાફરીનો હાલ [illegible] બયાન મુસાફરીનો સામાન, તે નકશું [illegible], મુંબઈથી તે [illegible] બગદાદ સુધીની મુસાફરી કરનારીઓનો હાલ, અને દરેક [illegible] સબબ કીનારા વી૦ નો હાલ.

અને ખાસ કરીને નમાઝ પડતી વખતે કીબલાની ઘણી જરૂ-રત હોય છે અને દરેક મુલકમાં કીબલા જુદી જુદી દીશાએ છે તેથી તેની માહીતી અને ઓળખવા માટે તમામ દીશાઓનું ચક્ર બનાવી તેમાં દીશાઓ અને મોટા મોટા શેહેરોનાં નામ લખીને બનાવેલ છે.

ઉપરાંત ટુંકમાં ઝીયારતો અને ઝીયારતના આદાબ પણ લખ્યા છે.

કીંમત પોસ્ટેજ સુધાં બાર આના, આર્ટકાગળના ચઉદ આના, અને પાકા પુંઠાની લેનારને બે આના વધારે.